# : અ નુ ક્ર મ :





# ૧. અમેરિકામાં પગ મૂક્યો

'એક્સપરીમેન્ટ ઇન ઇન્ટરનેશનલ લિવિંગ'–આંતરરાષ્ટ્રીય જીવન જીવવાનો પ્રયોગ–આ કંઈ વાંચીતમાં આવતું વાક્ય નથી પણ એક સંસ્થાનું નામ છે. આ સંસ્થાના ઉપક્રમે મારે બીજા ભારતીય સ્ત્રી–પુરુષો સાથે અમેરિકા જવાનું થયું હતું. અમેરિકામાં અમે સૌએ કુલ ૫૫ દિવસ ગાળ્યાં. એ દરમ્યાન અમેરિકાનાં ત્રણ રાજ્યો વરમોન્ટ, ન્યૂયોર્ક તથા વેસ્ટ વર્જિનિયા અને પાટનગર વોશિન્ગ્ટન તથા સૌંદર્યધામ નાયગરાનો પરિચય મેળવ્યો. પરંતુ હું જે લખવા પ્રવૃત્ત થઈ છું તેમાં આ પ્રદેશો કે સ્થળોનું વર્ણન મુખ્ય સ્થાને નથી. એવાં વર્ણનો તો અનેકવાર મેં પણ વાંચ્યાં છે. જે સંસ્થાના ઉપક્રમે મારે જવાનું થયું તેના નામ અને હેતુને અનુરૂપ અમેરિકાના કુટુંબજીવનનો અને પ્રજાજીવનનો મેં જે પરિચય મેળવ્યો તે જ મારે મન મહત્ત્વની અને લખવા જેવી બાબત છે.

દિવસોની દૃષ્ટિએ ગણીએ તો પહેલા ત્રણ દિવસો

અમે બધાં સાથે રહ્યાં, એમાં બીજા દેશોના એક્સપરીમેન્ટર્સ—એને ગુજરાતીમાં પ્રયોગવીર કે પ્રયોગી કહીશું?—પણ મળ્યા હતા. એ પછી એક યુનિવર્સિટી કેમ્પસ—એને વિદ્યાનગર કહીએ-એમાં ૧૫ દિવસ રહેવાનું થયું. એ પછીના ૨૫ દિવસ વેસ્ટ વર્જિનિયા રાજ્યના પાટનગર ચાર્લસ્ટનના એક સંસ્કારી, પ્રતિષ્ઠિત અને સાધનસંપન્ન કુટુંબમાં કુટુંબીજન તરીકે રહેવાનું મળ્યું અને છેલ્લા દસેક દિવસો મુક્ત રીતે વોશિન્ગ્ટન અને ન્યૂયોર્કમાં ગાળી, ફરી અમારી મંડળીમાં પસાર કર્યા.

આ બધા દિવસો અત્યંત આનંદમાં ગયા જ છે, પરંતુ એ આનંદની સાથે જે અનુભવો મળ્યા છે તે મારે માટે તો જીવનની મોંઘી મૂડી બની ગયા છે. મને ખાતરી છે કે જેમ આ દેશમાં જુદી જુદી ભાષા, ધર્મ અને સંસ્કારના લોકોની વચ્ચે આપણે ભારતીય જીવન નિર્માણ કરવા પ્રયત્ન કરીએ છીએ તેમ દેશદેશના લોકો વચ્ચે આવા સંબંધો તથા કાર્યક્રમો દ્વારા આંતરરાષ્ટ્રીય જીવન જીવવાનો જે પ્રયોગ થાય છે તે માનવ માનવ પ્રત્યે પ્રેમ અને આદરની લાગણી જન્માવવામાં ને વિકસાવવામાં ખૂબ ઉપયોગી થશે.

આ લેખમાળા ડાયરીના રૂપમાં લખું, પત્રરૂપે લખું કે લેખરૂપે તેની કેટલીક મથામણ મેં ભોગવી છે. છેલ્લે સમયાનુક્રમે લેખરૂપે લખવાનું નક્કી કર્યું છે.

'એક્સપરીમેન્ટ ઇન ઇન્ટરનેશનલ લિવિંગ'ની સ્થાપના ૧૯૩૨માં શ્રી ડોનાલ્ડ બી. વોટ નામના એક અમેરિકન ગૃહ-

સ્થે કરી હતી. એની બધી પ્રવૃત્તિનું ધ્યેય આનંદ સાથે જ્ઞાન આપવા ઉપરાંત વિશ્વશાંતિ અને આંતરરાષ્ટ્રીય ભ્રાતૃભાવ –કુટુંબભાવ કેળવવાનું છે. આ પ્રવૃત્તિને રાજકારણ કે અર્થ-કારણ સાથે કંઈ સંબંધ નથી. અમેરિકાની ઉત્તર–પૂર્વમાં આવેલા વારમોન્ટ રાજ્યના એક ગામમાં તેની મુખ્ય કચેરી છે. હવે એ માત્ર અમેરિકાની સંસ્થા નથી રહી, પરંતુ આંતરરાષ્ટ્રીય સંસ્થા થઈ ગઈ છે, કારણ કે યુરોપ, એશિયા, આફ્રિકા તથા દક્ષિણ અમેરિકાના લગભગ ત્રીસ જેટલા દેશો એમાં સક્રિય ભાગ લે છે અને દર વર્ષે અમુક હજારની સંખ્યામા આ દેશોના 'એકસપરીમેન્ટર્સ' જુદા જુદા દેશો-માં જઈ, ત્યાંનાં કુટુંબો સાથે રહી 'લોકોનાં અંતર બધે એક જ છે, ભલે દેશ દેશની વચ્ચે ભૌગોલિક અંતર વધારે હોય,' તેનું ભાન કરાવે છે.

'એકસપરીમેન્ટ ઇન ઇન્ટરનેશનલ લિવિંગ' એ નિત્ય કામ કરતી એક વ્યવસ્થિત સંસ્થા છે. ભારતીય સંસ્થાની એક શાખા મુંબઇમાં પણ છે. 'એકસપરીમેન્ટર' થવા માટે સાત રૂપિયા લવાજમ ભરી તેના સભ્ય થઈ શકાય છે. એ પછી વિદેશના કાર્યક્રમ માટે એક 'ફોર્મ' ભરવાનું હોય છે. આગળ જતાં 'ઇન્ટરવ્યુ' યોજાય છે અને પસંદગી થઇ ગયા પછી કેટલાક વર્ગો દ્વારા સંસ્થા વિશે, તેના હેતુ વિશે અને જ્યાં જવાનુ હોય તેના વિશે જ્ઞાન આપવાનો પ્રયાસ થાય છે. આ બધો વિધિ પતાવ્યા પછી તારીખ તેરમી જુલાઇની રાત્રે અમે મુંબઇના હવાઇમથક પર લેવાં

થયાં. અમે ૯૪ ભારતીય એકસપરીમેન્ટર્સ હતાં અને અમારી સાથે ૬ પાકિસ્તાની તથા બે થાઇલેન્ડના એકસપરીમેન્ટર્સ પણ હતાં. ૧૦મી જુલાઇએ સૌ મુંબઇ આવી ગયાં હતાં. ભારતના જુદા જુદા ભાગોમાંથી બધાં ભેગા થયા હતાં અને ખરું પૂછો તો ૧૦મી તારીખથી 'ઇન્ટરનલ લિવિંગ'નો કાર્યક્રમ શરૂ થઇ ગયો હતો, કારણ કે ભારતના જુદા જુદા ભાગોમાંથી ૧૦મીએ મુંબઈ આવી પહોંચેલાઓને રહેવા માટે મુંબઈના એકસપરીમેન્ટર્સનાં ઘરો અપાયાં હતાં અને તેઓ તે જ દિવસથી અજાણ્યા કુટુંબમાં કુટુંબી-જન થઇને રહેવા લાગ્યાં હતાં. ત્રણ દિવસ અમારા ઓરી-એન્ટેશનના વર્ગો ચાલ્યા. એમાં અમને અમેરિકા તથા ભારતની રાજકીય અને સામાજિક સમસ્યાઓનો આછો ખ્યાલ આપવામાં આવ્યો.

૧૩મીની રાત્રે સાંતાક્રુઝ હવાઇમથક પર મેળો જામ્યો હતો. આટલા એકસપરીમેન્ટર્સ અને એમના કરતાં ચારગણા સગાંવહાલાં અને મિત્રો. એક નાકેથી બીજે નાકે જવું હોય તો ભીંસાતાં કચરાતાં જવું પડે. હું જે જૂથમાં હતી તેમાં પાંચ બહેનો તથા પાંચ ભાઈઓ હતાં. પાંચ ભાઇઓમાંના એક ભાઇ અમારા નાયક હતા. અમારા બધાના પાસપોર્ટ એમની પાસે હતા. આવા શંભુમેળામાં એમને શોધવા શી રીતે? પણ ગિરદીમાં ઝંપલાવ્યા સિવાય છૂટકો નહોતો. આમથી તેમ ને તેમથી આમ ધકેલાતાં છેવટે હું એ ભાઇની સામે જ ધકેલાઇ આવી! પાસપોર્ટ મળ્યો, સામાનનું વજન થયું,

કસ્ટમમાંથી પસાર થયાં અને એમ કરતાં૧૩મીની મધરાત પસાર થઇ ગઇ. ૧૪મીની સવારે એક વાગે સ્વજનોથી છૂટાં પડી અમે સૌ-વિમાન ઊપડવાની રાહ જોઇને ઊભાં હતાં. ઊપડવાનો સમય દોઢ વાગ્યાનો હતો, પણ લગભગ બે વાગે અમે મુંબઇ છોડયું અને જેટ વિમાન હોવાને કારણે બહુ થોડાં કલાકોમાં તો અમે ભારતના આકાશની બહાર નીકળી ગયા. અમારી 'ચારટર્ડ ફ્લાઈટ' હતી. વિમાનમાં માત્ર એકસ-પરીન્ટર્સ, બહારનું કોઇ જ નહીં અને તે ય પાછાં માત્ર ભારત અને પાકિસ્તાનનાં નહીં. પણ ગ્રીસ, ઇઝરાયલ, લેબનન, જોર્ડન, ઇરાન, તુર્કસ્તાન વગેરે દેશોના મળીને કુલ ૧૪૨ એકસપરીમેન્ટર્સ હતાં. મુંબઇથી ન્યૂયોર્ક જતાં અમે બૈરુત, ઇસ્તાંબુલ તથા લંડન એક એક કલાક જેટલું રોકાયાં હતાં અને આ શહેરોથી બીજા દેશના એકસપરીમેન્ટર્સ ચડયા હતાં. વિમાનમાં તો ખૂબ જ મજા આવી. ઇઝરાયલ જૂથના નાયક એકોર્ડિયન બહુ સરસ વગાડતા હતા. એમણે એક બાજુ એકોર્ડિયન વગાડવાનું શરૂ કર્યું અને બીજી બાજુ ભારતીય જૂથે હિંદી ગીતો ગાવાનું શરૂ કર્યું અને પછી તો બધાં પોતાની જગ્યા છોડી એ લોકોની આજુબાજુ ઊભા રહી ગયા. ગાવા-બજાવવાનું અને તાળીઓ પાડવાનું શરૂ થયું, પણ એટલું બસ નહોતું. આનંદની ભરતી ચડતી ગઇ તેમ વિમાનમાં વચ્ચે ચાલવાની જગ્યા હોય ત્યાં વિવિધ પ્રકારનાં નૃત્યો શરૂ થઇ ગયાં. હવા જ જાણે બદલાઈ ગઇ. 'એરહોસ્ટેસ' કહે: 'આજે આ વિમાનમાં ફરજ ઉપર હોઉં

એવું લાગતું જ નથી!'

લંડનથી ઊપડયા પછી અમને જમવાનું અપાયું. એ વખતે એક જ 'હોસ્ટેસ' હતી અને બે 'ક્રયુ' હતા. આટલા બધાને પિરસાયું તો બરોબર પણ પછી ટ્રે પાછી લેવા કોઈ આવે જ નહી! એક હોસ્ટેસ માટે એ મુશ્કેલ કામ હતું. થોડીવાર બધાએ રાહ જોઇ. પછી તો ઊભા થઇ થોડાંક ભાઇ-બહેનો વચમાં ઊભા રહી ગયાં અને એકબીજાને ટ્રે પસાર કરી હોસ્ટેસ ઊભી હતી, ત્યાં સુધી પહોંચાડવા માંડયાં. આમ કરવામાં અમને બધાને બહુ મજા આવી અને કામ પણ જલદી પતી ગયું. હોસ્ટેસ માટે આ એક નવો અનુભવ હતો અને અમને મુંબઈથી કહેવામાં આવ્યું હતું કે અમેરિકન કુટુંબમાં અમારે કુટુંબીજન તરીકે રહેવું, મહેમાન તરીકે નહીં, એટલે કે ઘરનું બધું કામ પણ કરવું. અમે આ રીતે વિમાનમાં જ એનો અમલ શરૂ કરી દીધો.

૧૪મીની બપોરના અઢી વાગે અમે ન્યૂયોર્ક પહોચ્યા. આમ જુઓ તો તેર જ કલાક થયા હતા. સવારના બે વાગે બેઠા ને બપોરે તો ત્યાં! પણ ખરેખર તો ત્રેવીસ કલાક થયા હતા. બીજા કલાકો પૃથ્વીના પરિભ્રમણમાં ખોવાઇ ગયા હતા. આટલા બધા કલાકોમાં અમે માંડ ચાર-પાંચ કલાક સૂતા હોઇશું એટલે આમ તો બધાં થાકી ગયા હતાં, છતાં ન્યૂયોર્ક જેટલે દૂર આવી ગયાં છીએ એવું ભાન થતાં બધામાં સ્ફૂર્તિ આવી ગઇ. એક રીતે જુઓ તો સપના

જેવું જ લાગે. જાણે આંખ મીંચીને ઉઘાડી ત્યાં નવી દુનિયામાં આવી પહોંચ્યા !

ન્યૂયોર્કના હવાઈમથકની બહાર ચાર બસો અમારી રાહ જોતી ઊભી હતી. ન્યૂયોર્ક અને તેના હવાઈમથકની ભવ્યતાનો ખ્યાલ આવે ન આવે ત્યાં તો અમારે બસમાં ભરાઈ જવું પડયું. આ બસ અમને ન્યૂયોર્કથી વરમોન્ટ રાજ્યમાં આવેલા પટની નામના ગામમાં લઈ જવા માટે આવી હતી. લગભગ પાંચેક કલાકનો લાંબો રસ્તો હતો, પણ સૌને એટલું આશ્વાસન હતું કે બસમાં જવાથી ન્યૂયોર્ક શહેરની ઝાંખી કરી શકાશે, ત્યાં તો સૌના થાકે દેખા દીધી. અર્ધે રસ્તે એક રેસ્ટોરાં પાસે બસો ઊભી રહી. અમને જ્યારે નીચે ઊતરવાનું કહેવામાં આવ્યું ત્યારે ખબર પડી કે બારીની બહાર જોવાને બદલે લગભગ સૌ આંખો-મીંચીને ઊંઘ ખેંચવા લાગી ગયાં હતાં. ન્યૂયોર્ક કયારે વટાવી ગયા અને અર્ધો રસ્તો કયારે કપાઈ ગયો તેની ખબર જ ન પડી ! રેસ્ટોરાંનું નામ હતું પ્યુરિટન. અમેરિકાની પહેલી રેસ્ટોરાંમાં અમે પગ મૂકયો હતો અને મારા જેવા શાકાહારીઓની કસોટીનો સમય આવી ગયો હતો. હું અને મારા જૂથના એક ભાઈ સિવાય લગભગ સૌ માંસાહારી હતા. જે માંસ નહોતા ખાતા તે ઇંડાં તો ખાતાં જ હતાં. એટલે પ્રમાણમાં એમનું કામ સહેલું હતું. અમારા હાથમાં મૅન્યુ–ભોજન સામગ્રીની યાદી–મૂકવામાં આવી. આખું વાંચી ગયા, પણ કંઈ વસ્તુ શાકની ને

કઈ વસ્તુ માંસની તે કહી શકાય નહીં. છેવટે એક જગ્યાએ વાંચ્યું: ફ્રેન્ચ ફ્રાઇડ પોટેટોઝ. આ વાંચીને થયું કે બટેટાની કોઇ વાની છે. પણ એમ થયું કે, 'ફ્રેન્ચ' છે એટલે પાછી વિચિત્ર રીતે તળાયેલી હશે ને મારાથી નહીં ખવાય. વેઇટ્રેસને બોલાવીને પૂછ્યું તો કહે, એમાં બટાટા સિવાય કંઈ નહીં આવે. છેવટે એ ફ્રેન્ચ 'ફ્રાઇડ પોટેટોઝ,' 'ઓરેન્જ જ્યુસ' ને દૂધ મંગાવ્યાં. થોડી વાર રાહ જોઇ ત્યાં બટાટાની કાતરી, મોસંબીનો રસ ને દૂધ આવ્યાં. બટેટાની કાતરી જોઇને આનંદ થઇ ગયો. નકામું મોહું નામ રાખ્યું હતું! મોસંબીનો રસ જોઇને મેં કહ્યું કે 'મેં તો સંતરાનો રસ મંગાવ્યો છે, મોસંબીનો નહી.' પણ વેઇટ્રેસ કહે: 'આ ઓરેન્જ જ છે.' પછી સમજાયું કે એ લોકો મોસંબીને ઓરેન્જ કહે છે. પેટ ભરાઇ ગયું ને અમેરિકાની થોડી નવીનતાનો પરિચય મળ્યો એટલું લાભમાં.

પાછાં બધાં બસમાં ભરાયાં અને ઘોરવાનું શરૂ! રાત્રે દશ વાગે એક જગ્યાએ બસ ઊભી રહી એટલે હું જાગી. જોઉં તો બસનો ડ્રાઇવર બાજુના મકાનમા રસ્તો પૂછવા ગયો હતો. ઘનઘોર જંગલ, રાતનો સમય, તમરાં ત્રમત્રમ બોલે અને બસમાંયે સૌ ચુપચાપ. ગભરાટના માર્યા કે થાકના માર્યા, તે તો રામ જાણે! પછી મકાનમાંથી એક ભાઇ મોટર લઇને અમને રસ્તો બતાવવા આવ્યા અને છેવટે અમે અમારા મુકામે પહોંચ્યાં. પટનીનું મકાન નાનું હોવાથી

અમારે પટનીની પાસે આવેલા બ્રેટલબરો નામના ગામમાં રહેવાનું હતું. ત્યાં 'એકસપરીમેન્ટ ઇન ઇન્ટરનેશનલ લિવિંગ'નાં બે મકાનો હતાં. એમાં એક મુખ્ય મકાન કહેવાતું અને બીજું કેરેજ હાઉસ કહેવાતું. મુખ્ય મકાનમાં બહેનોએ રહેવાનું હતું અને કેરેજ હાઉસમાં ભાઈઓએ રહેવાનું હતું. મુખ્ય મકાનમાંયે વળી બે ભાગ હતા. ઉંમર પ્રમાણે ભાગ પાડવામાં આવ્યા હતા. મોટાઓ પહેલે માળે અને નાનાઓ બીજે માળે. મોટાઓને નાના નાના રૂમમાં ત્રણ ચાર ખાટલા અને રૂમ સાથે બાથરૂમ! અને અમારે તો લાઇનબંધ એક ઉપર બીજો એમ પચીસેક ખાટલા અને બધા વચ્ચે એક મોટો બાથરૂમ! પણ ખરી મજા તો અમે જ કરેલી. બીજા દેશોમાંથી આવેલી બહેનો નાની ઉંમરની હતી એટલે એ બધાને અમારી સાથે રહેવાનું હતું. એ લોકોને સાડીઓ પહેરવાની અને ચાંદલા ચોંટાડવાની બહુ મજા આવતી હતી. એક બીજાના દેશની રહેણી કરણી અને રીતરિવાજોની વાતો પણ રસપ્રદ થઈ પડતી.

બ્રેટલબરોમાં પાછા 'ઓરિએન્ટેશન'ના વર્ગો શરૂ થયા. આજુબાજુના ગામના અથવા તો 'એકસપરીમેન્ટ'ની કચેરીના અમેરિકન ભાઈઓ તથા બહેનો દરેક જૂથ સાથે ચર્ચા કરતા હતા. અમેરિકન જીવનની કેટલીક ખાસિયતોથી અમને વાકેફ કરવામાં આવ્યા. વળી અમેરિકન અંગ્રેજી તથા બ્રિટિશ અંગ્રેજીનો ભેદ દર્શાવી કેટલીકવાર અર્થનો કેવો અનર્થ થઈ જાય તે પણ જણાવતા હતા. દાખલા તરીકે

અમે અમેરિકન કુટુંબમાં રહેતાં હોઇએ ને વાતવાતમાં સારા અર્થમાં 'હોમલી' શબ્દ વાપરીએ તો અર્થનો અનર્થ થઇ જાય, કારણ કે અમેરિકન અંગ્રેજીમાં 'હોમલી'નો અર્થ કદરૂપું–'અગ્લી' થાય છે. એ ઉપરાંત આપણે મકાનમાં ઉપર લઇ જવા માટે જે સાધન હોય તેને લિફ્ટ કહીએ છીએ, એ લોકો એલેવેટર કહે છે, આપણે બિસ્કીટ કહીએ તેને તેઓ કુકી કહે છે, આપણે પીપરમીટ કહીએ તેને તેઓ કેન્ડી કહે છે. આપણને તો કેન્ડી એટલે લાકડાની પટ્ટીમાં ભરાવેલા આઇસ્ક્રીમનો જ ખ્યાલ આવે જ્યારે આ તો નરી ખાંડના ગોળા! વળી ઉચ્ચારોમાં યે ઘણો ફેર. 'અ'ની જગ્યાએ તેઓ 'એ' બોલે એટલે શરૂઆતમાં એ લોકોને આપણી વાત સમજાવવામાં થોડી મુશ્કેલી પણ આવે. શબ્દના સ્પેલીંગ બોલીએ એટલે ઓહો.... કરતા હસી પડે.

આ ઓરિએન્ટેશનના વર્ગોમાં અમને કહેવામાં આવ્યું કે એક્સપરીમેન્ટના બે સિદ્ધાંતો છે. એક તો 'એક્સપેક્ટ ધ અનએક્સપેક્ટેડ,' અણધાર્યું આવી પડશે એમ ધારી લો અને બીજું 'હું શીખવા જાઉં છું, શીખવવા નહીં.' પછી તો જ્યારે પણ કંઈ વિચિત્ર વસ્તુ આવી પડે અથવા અણગમતો પ્રસંગ બની જાય ત્યારે 'અણધાર્યું ધારો' બોલીને અમે આશ્વાસન લેતાં અથવા એમ બોલીને વિચિત્રતાથી પ્રસરેલા ગાંભીર્યને રમૂજમાં ફેરવી નાખતા.

પટનીના ત્રણે દિવસ અમે ખૂબ મજા કરી. રોજ રાત્રે તો ખરો મેળો જામતો. ત્યાંના કેરેજ હાઉસમાં નીચે મોટો

ખંડ હતો. રાત્રે સૌ પોતપોતાના દેશનાં લોકગીતો ગાતાં તથા લોકનૃત્યો એકબીજાને શીખવતાં. એમાં ઇઝરાયલના નાયક એમના એકોર્ડિયનથી ઝમક ઊભી કરી દેતા અને ગ્રીસના એક ભાઈ લોકનૃત્યોમાં પારંગત હતા. બધા એકસ-પરીમેન્ટર્સને ગોળાકાર ઊભા રાખી એ લોકોનાં લોકનૃત્યો શીખવતા. નાનામોટા અને દેશપરદેશના ભેદભાવ ભૂલી સૌ સાથે નાચે, ગાય અને એની રમઝટમાં સમય ક્યાં પસાર થઇ જાય છે તેની ખબરે ય ન રહે. ત્યાંની કચેરીના અમેરિકન ભાઈઓએ સૌને અમેરિકાનાં લોકનૃત્યો શીખવ્યાં, પણ આપણા હિંદી ભાઇબહેનોમાંથી કોઇ ગરબા કે ભાંગડા શીખવવા આગળ ન આવ્યું. એ લઘુતાગ્રંથિને કારણે થયું કે બેદરકારીને કારણે થયું તેની ખબર ન પડી.

બ્રેટલબરોની છેલ્લી રાત્રે બધાએ એક મનોરંજન કાર્યક્રમ ગોઠવ્યો હતો. દરેક દેશના એકસપરીમેન્ટર્સ પોતાની ભાષામાં ગીતો ગાય, નૃત્યોની ઝલક બતાવે અને પછી રાષ્ટ્રગીત સાથે પોતાના કાર્યક્રમની પૂર્ણાહુતિ કરે. કાર્યક્રમની શરૂઆત ભારતથી થઈ. અમારી સૌથી પહેલી આઇટમ 'ફેન્સી ડ્રેસ'ની હતી. એમાં અમે ભારતનાં જુદાં જુદાં રાજ્યોના જુદા જુદા પહેરવેશો દર્શાવ્યા હતા. એમાં એક વરવહુ પણ હતાં. પહેરવેશની આટલી વિવિધતા જોઇ સૌને આશ્ચર્ય થયું, ભારતના વૈવિધ્યનો આછો ખ્યાલ આવ્યો અને તેઓ પ્રભાવિત પણ થયાં. ત્યાર પછી સમૂહગીત, શાસ્ત્રીય નૃત્ય વગેરે આપ્યાં અને ગુજરાતી બહેનોએ રાસ કર્યો. તાળીઓના

ગડગડાટથી એને વધાવી લેવામાં આવ્યો. છેલ્લે જનગણમન સાથે ભારતનો કાર્યક્રમ પૂરો થયો. આમ એક પછી એક દરેક દેશે કર્યું. આમાં છેલ્લે બ્રાઝિલના એક ભાઈ હતા એ એકલા જ હતા અને એમણે કંઈ કાર્યક્રમ ન આપતાં અમેરિકાનું રાષ્ટ્રગીત ગાયું. સૌએ એને વધાવી લીધું. આ બધું અગિયારેક વાગે પતી ગયું. પછી ફટાફટ ખુરશીઓ એક બાજુ મુકાઈ ગઈ અને લોકનૃત્યોની રમઝટ ચાલી. છેલ્લી રાત હતી એટલે સૂવા જવા કોઈ તૈયાર નહોતું. રાતના એકાદ વાગ્યા સુધી થાકનું નામ પણ લીધા વિના સૌ નાચ્યાં.

બીજે દિવસે સૌ છૂટા પડયાં. બધાં એક્સપરીમેન્ટર્સ જૂથોમા વહેંચાઈ ગયાં. ભારતનાં નવ જૂથ પડયાં. અમારું જૂથ સૌથી નાનું હતું, અમારા નાયક પણ નાના હતા. અમે બધાં છૂટાં પડતાં હતાં 'કેમ્પસ સ્ટે'–વિદ્યાનગરમાં રહેવા માટે. યુનિવર્સિટીની હોસ્ટેલમાં અમારે બે અઠવાડિયાં રહેવાનું હતું. ગ્રેટલબરો આવ્યા ત્યાં સુધી કોઈને ખબર નહોતી કે અમારો 'કેમ્પસ સ્ટે' કયાં છે. અમારા જૂથને કહેવામાં આવ્યું કે અમારે 'બ્રોકપોર્ટ' જવાનું છે. અમે તરત જ અમેરિકાનો નકશો ખોલી બ્રોકપોર્ટ ગોતવા બેસી ગયાં, પણ કયાંય મળ્યું નહીં. છેવટે અમને કહેવામાં આવ્યું કે એ ન્યૂયોર્ક રાજ્યમાં આવેલા રોચેસ્ટરથી સીત્તેર માઈલ દૂર આવેલું છે. અમને તો ગ્રેટલબરો બહુ જ ગમી ગયું હતું અને એ જગા છોડવાનું કોઈને મન ન હતું.

વરમોન્ટ આમે ય રળિયામણો પ્રદેશ છે. એમાં વળી બ્રેટલબરોમાં 'એક્સપરીમેન્ટ'નું મકાન એક નાની ટેકરી પર આવેલું છે. આજુબાજુ લીલુંછમ, જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી બધે નાની નાની ટેકરીઓ, વૃક્ષો અને મનને ગમી જાય એવી શાંતિ. કેમ જાણે સિમલા કે દાર્જીલિંગ આવ્યા હોઈએ! બ્રોકપોર્ટને નકશા પર ન જોતા અમે નિરાશ થઇ જઇએ તે સ્વાભાવિક હતું. આવું સુંદર સ્થળ અને આવું પ્રેમાળ આંતરરાષ્ટ્રીય કુટુંબ છોડી નાના ગામડામાં બે અઠવાડિયાં ભરાઇ રહેવાનું!

જિજ્ઞાસા ખાતર અમે કચેરીના એક બહેનને પૂછયું: 'અમને અમેરિકાની મોટી યુનિવર્સિટીઓમા મોકલવાને બદલે જેનું નામે ય કદી ન સાંભળ્યુ હોય એવી યુનિવર્સિટીમાં શા માટે મોકલો છો?' એમણે જવાબ આપ્યો કે અમેરિકાની મોટી યુનિવર્સિટીઓમા રહેવાથી અમને અમેરિકાના કોલેજ જીવનનો ખરો ખ્યાલ નહીં આવે, વળી ત્યાના ધમાલિયા વાતાવરણમાં અમારો કોઇ ભાવ પણ નહીં પૂછે. ત્યાં ન તો અમને ભારત વિશે કોઇ પૂછશે ન તો અમને અમેરિકા વિશેના અમારા પ્રશ્નોનો જવાબ આપશે. જ્યારે બ્રોકપોર્ટ એવું ગામ છે કે જ્યાં હજી સુધી એકે હિંદીએ પ્રવેશ કર્યો નથી અને ત્યાંના લોકોએ એકે હિંદીને જોયો નથી ત્યાંના લોકો ભારત વિષે ખાસ જાણતા નથી, અમેરિકાનાં મોટાં શહેરોની રોનકે ત્યાં હજી પ્રવેશ કર્યો નથી. અમારા બ્રોકપોર્ટ જવાથી અમને અને ત્યાંના અમેરિકનોને-બંનેને

લાભ થશે. અમે તેમને ભારત વિશે સાચી માહિતી આપશું અને તેઓ અમને અમેરિકન શિક્ષણ પદ્ધતિનો ખરો ખ્યાલ આપશે. એ બહેનની વાત અમારા સૌને ગળે ઊતરી અને અમને ભાન થયું કે અમે અમેરિકા માત્ર ફરવા, જોવા ને આનંદ માટે નથી આવ્યા પરંતુ આંતરરાષ્ટ્રીય જીવનના પ્રયોગોનું ધ્યેય સિદ્ધ કરવા આવ્યા છીએ, એકબીજાની ગેરસમજ દૂર કરવા અને માનવતાનાં મૂલ્યોને ઊંચે ગણવા આવ્યા છીએ.

કોઈ ઉચ્ચ ધ્યેયને સિદ્ધ કરવાની આવી ભાવના સાથે અમે બ્રોકપોર્ટ જવા તૈયાર થયાં. તા. ૧૮મીની રાતે 'બસ' માં અમારું જૂથ બ્રોકપોર્ટ જવા રવાના થયું.



## ૨. અમેરિકન વિદ્યાલયમાં

અમારી મુસાફરી રાતની હતી એટલે બહારની દુનિયા જોવાનો પ્રશ્ન નહોતો. વળી ત્યાંની બસો 'ટર્નપાઇક' નામે ઓળખાતા રસ્તા પર દોડે છે એટલે ગામની બહાર હોવાને કારણે બહાર કંઇ જોવાનું ન હોય એ મોટા 'હાઇવે' છે. આખા અમેરિકામાં આ પ્રકારનાં હાઇવે ફેલાયેલા છે. એને કારણે આપણે કોઈ પણ સ્થળે મોટરમાં જઇ શકીએ. વચમાં ક્યાંય રોકાવાનું નહીં, વાહનની ગતિ કલાકના ૬૦ માઇલથી ઓછી રાખવાની નહીં અને રસ્તા પણ સીધા ને સરસ એટલે ચલાવનારને ઊંઘ આવી જવાનો ભય હંમેશ રહ્યા કરે. એ માટે 'હાઇવે' પર બોર્ડ લગાવેલા હોય છે કે 'સલામતી માટે જાગતા રહો.' વળી અમુક અંતરે જકાત નાકાં આવે અને ત્યાંથી એક કાર્ડ આપવામાં આવે. બીજે નાકે પહોંચીએ ત્યાં કાર્ડ અને પૈસા આપવાનાં. એ કાર્ડ પર સમય લખ્યો હોય. જો કલાકના ૬૦ ને બદલે ઓછી કે વધુ ગતિએ આવ્યા હોઇએ તો સમયમાં ફેર પડી જાય.

અને દંડ ભરવો પડે. એ હાઈવે પર રાતદિવસ મોટરો દોડયા કરે છે અને જકાત નાકે કમાણી પણ સારી થાય છે. બસ સડસડાટ જતી હોય એટલે રાતની મુસાફરીમાં પણ ઊંઘ તો આવી જતી. એટલામા બસ બદલવા માટે ઊતરવાનું થાય. વળી કલાકેક સુધી બીજી બસની રાહ જોવાની અને પછી એ બસ આવે એટલે દસે જણનો સામાન ચઢાવીએ અને પાછા ઊંઘવાની કોશિશ કરવા લાગી જઈએ.

એમ કરતા બીજે દિવસે સવારે લગભગ આઠ વાગે અમે બ્રોકપોર્ટ પહોચ્યા ત્યા અમારે 'સ્ટેટ યુનિવર્સિટી ટીચર્સ કોલેજ'મા રહેવાનુ હતું. એ યુનિવર્સિટીના બે પ્રોફેસરો અમને લેવા આવ્યા હતા. એમા એક ભારતીય હતા. ત્યાની કોલેજમા તેઓ ફોટોગ્રાફીનો વિભાગ સભાળે છે. એક અમેરિકન યુવતીને પરણ્યા છે અને કોલેજમાં ઘણા લોકપ્રિય છે. અમે પણ ભારતીય પ્રોફેસરને જોઇ ખુશ થઇ ગયા.

બ્રોકપોર્ટ તદ્દન નાનુ ગામ છે માડ પાચેક હજારની વસતી છે. ગામને એક છેડેથી બીજે છેડે જતા પંદર મિનિટથી વધુ સમય ન લાગે. અને જો એટલાથી વધુ ચાલીએ તો બીજા ગામમા આવી જઇએ! ગામની વચ્ચે એક રસ્તો હતો. અમેરિકાના રસ્તાઓના પ્રમાણમા સાકડો કહેવાય એવો એ રસ્તો ત્યાનો મુખ્ય રસ્તો હતો. એની બને બાજુ દુકાનો આવેલી હતી. ત્યાંની આ એક બજાર સિવાય આખા ગામમાં કયાયે દુકાનો નજરે ન ચડી અને ત્યા ફર્નિચરથી માડીને શાકભાજી સુધીનુ બધું મળતું. જમવા માટેની હોટલો પણ ત્યા, થીયેટર પણ ત્યા અને વાળ

કાપવાની દુકાન પણ ત્યાં. એ રસ્તાની આજુબાજુ અનેક ગલીઓ હતી. એમાંની એક ગલીમાં થોડું ચાલીએ એટલે કૉલેજ આવે. આટલું નાનું ગામ પણ કૉલેજ તો ખાસ્સી મોટી હતી. કૉલેજના અભ્યાસ માટેનાં ચારેક મકાન, એમાં અભ્યાસ માટે ૬૦ ખંડ અને બાકીના ભાગમાં ઑફિસો, લાયબ્રેરીનું એક મકાન, કાફેટેરિયાનું એક મકાન, એ ઉપરાંત કૉલેજનો મોટો હૉલ. કાફેટેરિયા ઉપરાંત એક કૉફી હાઉસ પણ હતું. કૉફી હાઉસમાં વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો ચાપાણી પીતા બેઠેલા જોયા, જાતજાતની ચર્ચાઓ કરતા જોયા, વિદ્યાર્થીઓ એકબીજાને કંઇ શીખવતા જોયા પરંતુ પોતાના વર્ગો ન ભરીને કૉફી હાઉસમાં બેસી રહે એવો તો એકે વિદ્યાર્થી અમે જોયો નહીં!

અમે અમેરિકામાં હતાં તે દરમ્યાન ત્યાં ઉનાળાની રજાઓ ચાલતી હતી એટલે વિદ્યાલયો બંધ હતાં, છતાં ઉનાળાના ખાસ વર્ગો ચાલતા હતા. એ વખતે કૉલેજમાં લગભગ બસો જેટલા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ ભણતાં હતા. કૉલેજની હૉસ્ટેલ પણ ત્યાં જ હતી. હૉસ્ટેલનાં આઠેક મકાનો હતાં. એક મકાનમાં બસો વિદ્યાર્થીઓ રહી શકે એવી સગવડ હતી. આ ઉપરાંત ગામમાં બે ત્રણ ઘરો હતાં જ્યાં ત્રીસેક જેટલાં વિદ્યાર્થીઓ સાથે રહેતાં હતાં. પણ આ બધા એકલા રહે એમ નહીં. ગામમાં કોઇ વૃદ્ધ દંપતી હોય અને એમનું ઘર મોટું હોય તો કૉલેજમાં ભણતાં બહેનો અથવા ભાઇઓને એ પોતાને ઘરે રાખે ખાવાનું બનાવવાની કે એવી કોઇ જવાબ-

દારી દંપતીને માથે નહીં, એમને તો માત્ર અમુક પૈસા મળે અને માબાપની જેમ એ સૌનું ધ્યાન રાખે. સૌ વચ્ચે મેળ પણ ઘણો. કૉલેજની હોસ્ટેલના આટલાં મકાનો ઓછાં પડે તે ગામનાં ઘરોમાં રહેવું પડે એ આપણને તો વિચાર કરતાં મૂકી દે એવી વાત છે. આટલાં બધા વિદ્યાર્થીઓ પોતાનાં ઘર છોડી દૂર ભણવા શા માટે જતાં હશે? આપણે તો આપણા ગામમાં શાળા હોય તો બાજુના ગામમાં યે ન જઈએ; જ્યારે આ લોકો તો પોતાના ગામમાં તો અભ્યાસ ન જ કરે અને બને તેટલુ જલદી ઘર છોડવા ઇચ્છે. જ્યારે તેમને અમે આ વિષે પૂછતા ત્યારે તેઓ કહેતા : 'અનુભવ મળે ને? એકલા રહેતા શીખવું જોઈએ અને આમ રહેવામાં યે એક જાતની મઝા છે.' અમે જ્યારે પૂછીએ. 'તમને ઘર યાદ ન આવે? મા-બાપ ને ભાઈબહેનોનો પ્રેમ તમે ગુમાવતા હો એવું ન લાગે?' તો કહે: 'શરૂઆતમાં થોડા દિવસ લાગે, પછી તો ટેવાઈ જવાય.' પણ એ છતાં ખરા દિલથી ભણતા, અભ્યાસ પ્રત્યે પ્રેમ ધરાવતા અમે ઘણા ઓછાને જોયાં. શિસ્તને ખાતર અને શિક્ષણક્ષેત્રની કડકાઈને ખાતર કૉલેજમાં જોડાનારને ભણવું જ પડતું. સૌ એમ તો કહેતા જ હોય, 'ક્યારે ભણવાનું પતે ને ક્યારે ઘરે જઈએ!' તો પછી આટલે દૂર ભણવા આવો છો શા માટે? એક પ્રણાલિકા પડી એટલે? એમાં બહાદુરી લાગે, માન મળે એટલે? મને તો લાગે છે કે એ લોકો વિભક્ત કુટુંબોની પ્રથા માટે નાનપણથી જ આ રીતે મમતા ઓછી રાખતા હશે અથવા ઓછી કરવાનો પ્રયત્ન કરતા હશે. એર

જે હોય તે પણ અમે જ્યારે ત્યાંની હોસ્ટેલમાં રહેતા હતા ત્યારે ત્યા પચીસેક વિદ્યાર્થિનીઓ રહેતી હતી. અમે સરખેસરખાં ભેગા થયાં હતા એટલે ધમાચકડી કરવાની બહુ મજા આવતી હતી.

ત્યા જે વર્ગો ચાલતા હતા તે અમારે અમારી મરજી હોય તો જ ભરવાના હતા, એ માટે કંઈ બંધન નહોતુ. અમારા જૂથના નાયક પણ એટલા ભોળા અને ભલા હતા કે અમને જેમ કરવું હોય તેમ કરવાની છૂટ આપતા. એટલે અમને શરૂઆતમા તો એમ થયું કે બસ ઊંઘશુ ને ફરશુ. કોલેજમા ભણવા શું કરવા જવું? માંડ માડ ભણવામાંથી સહેજ ઊચા આવ્યા ત્યા પાછો એનો બોજ કયા લાદવો? પણ પછી તો કટાળો આવવા માડયો. આટલા નાના ગામમાં ફરીએ કયા? ઊઘીએ પણ કેટલું? હોસ્ટેલમા રહેતી જેનીસ નામની એક બહેન સાથે મારે સારી દોસ્તી થઈ ગઈ હતી એની સાથે એક વાર સવારે હુ અને મારા જૂથની એક બહેન વિભા ભૂગોળના વર્ગમા ગયા. આ કે લેજ ટીચર્સ કોલેજ હોવાથી ત્યા શિક્ષક થવા માટેની તાલીમ અપાતી, પરિણામે શીખવવાની પદ્ધતિમા ઘણો ફેર હતો હું અત્યાર સુધી વિદ્યાર્થીના દૃષ્ટિબિંદુથી પ્રોફેસરોને સાભળતી હતી જ્યારે ત્યા વિદ્યાર્થીનું અને શિક્ષકનુ દૃષ્ટિબિંદુ રાખી બધું શીખવાનુ હતું. પ્રોફેસર પણ આવડા મોટા વિદ્યાર્થીઓને શાળાનાં નાના ધોરણોમા ભૂગોળ કઇ રીતે શીખવવી તે સરળ ભાષામા સમજાવતા હતા હું જે ચોથી–પાચમીમા ભણી ગઈ હતી તે પરદેશની કોલેજની બેંચ પર

બેસી સાંભળવાની ખૂબ મજા આવી. આવા વર્ગો ઉપરાંત બીજા એવા વર્ગો પણ હતા જ્યાં શાળામાં શિક્ષક તરીકે કામ કરતાં ભાઈઓ તથા બહેનો આવતાં. તેઓ શીખવવાની નવી પદ્ધતિઓ શીખતા અને જૂનું શીખેલું પાછું તાજું કરતા. આમા વૃદ્ધ સ્ત્રીઓની સખ્યા વિશેષ હતી, ખરું કહું તો આખી કૉલેજના વિદ્યાર્થી જોતાં બહેનોનું પ્રમાણ વધારે હતું. હૉસ્ટેલમાં પણ બહેનો માટેના મકાનો વધારે. ગામમાં પણ સાથે રહેનાર વિદ્યાર્થીઓમાં મોટેભાગે બહેનો જ, પરંતુ પ્રોફેસરોમાં બહેનોની સંખ્યા ઘણી ઓછી

એક દિવસ વિભા, જેનીસ અને હું કૉલેજ કેમ્પસમાં ફરતા હતા ત્યા દૂરથી એક આધેડ વયના ભાઈને આવતા જોયા. દેખાવમાં ભારતીય હોય એવા લાગ્યા એટલે અમે ઊભા રહ્યા. પાસે આવીને એમણે અમને પૂછ્યું : 'તમે ભારતીય છો ?' અમે કહ્યું: 'હાજી તમે ?' તો કહે : 'ઈજીપ્શીઅન' તેઓ બહુ ભલા અને સારા હતા. સાત વર્ષથી તેઓ અમેરિકામા રહે છે, પહેલા ભણતા હતા, હવે ભણાવે છે. અહીં પણ તેઓ ઉનાળાના વર્ગો લેવા આવ્યા હતા.

સરની ખુરશીની આજુબાજુ અમારે માટે ખુરશીઓ મુકાવી અને અમને અમારી ઓળખાણ આપવા કહ્યું. ઓળખવિધિ પત્યા બાદ એમણે વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછવા કહ્યું. અને પછી તો પ્રશ્નોની ઝડી વરસી જાતજાતના પ્રશ્નો પુછાયા. રાજકારણ, સમાજ, ધર્મ, ફિલસૂફી વગેરે વિશે પુછાયું અને અમે પણ એમને સંતોષવા પૂરો પ્રયત્ન કર્યો. એ પ્રશ્નોમાંથી આપણા દેશ વિશેનું એ લોકોનું અજ્ઞાન અને કેટલાક ખોટા ખ્યાલો સ્પષ્ટ તરી આવતા હતા. એમાં પણ સામાજિક, ધાર્મિક અને આર્થિક બાબતોમાં તો આપણે હજી અંધકારયુગમાં જીવતા હોઈએ એવું તેમાંના કેટલાય માનતા હતા આપણે પણ રેડિયો ટેલિફોન અને મોટરો વાપરીએ છીએ તે સાંભળી તેમાંના ઘણાને આશ્ચર્ય થતું. રાજકારણમાં તો ગોવા, ચીન, કાશ્મીર તથા શ્રી કૃષ્ણ-મેનન વિશે અમને માત્ર બ્રોકપોર્ટમાં જ નહીં પણ અમારી એ મહિનાની મુસાફરી દરમ્યાન બધે જ પુછાયું. અમારી સાડી, ચાંલ્લો અને વાળ વિશે પણ તેઓ જિજ્ઞાસાથી જાતજાતનું પૂછતા. અમને ય જવાબો આપવાની મજા આવતી. એમાં વળી એકના એક સવાલો એટલી બધી જગ્યાએ પુછાય કે તેના જવાબો અમને મોઢે થઈ ગયા હતા. પછી તો સામેવાળો સવાલ પૂરો કરે તે પહેલાં જ અમે કડકડાટ જવાબ બોલી જતા

જ્યારથી અમે વર્ગોમાં જવાનું શરૂ કર્યું ત્યારથી અમારી લોકપ્રિયતા વધી, મિત્રમંડળ વધ્યું. પછી તો અમારે માટે પાર્ટીઓ ગોઠવાવા લાગી, જમવાનાં આમં-

બેસી સાંભળવાની ખૂબ મજા આવી. આવા વર્ગો ઉપરાંત બીજા એવા વર્ગો પણ હતા જ્યાં હાલમાં શિક્ષક તરીકે કામ કરતાં ભાઈઓ તથા બહેનો આવતાં. તેઓ શીખવવાની નવી પદ્ધતિઓ શીખતા અને જૂનું શીખેલું પાછું તાજું કરતા. આમાં વૃદ્ધ સ્ત્રીઓની સંખ્યા વિશેષ હતી. ખરું કહું તો આખી કોલેજના વિદ્યાર્થી જોતાં બહેનોનું પ્રમાણ વધારે હતું. હોસ્ટેલમાં પણ બહેનો માટેનાં મકાનો વધારે. ગામમાં પણ સાથે રહેનાર વિદ્યાર્થીઓમાં મોટેભાગે બહેનો જ, પરંતુ પ્રોફેસરોમાં બહેનોની સંખ્યા ઘણી ઓછી

એક દિવસ વિભા, જેનીસ અને હું કોલેજ કેમ્પસમાં ફરતા હતા ત્યાં દૂરથી એક આધેડ વયના ભાઈને આવતા જોયા. દેખાવમાં ભારતીય હોય એવા લાગ્યા એટલે અમે ઊભા રહ્યા પાસે આવીને એમણે અમને પૂછ્યું : 'તમે ભારતીય છો?' અમે કહ્યું: 'હાજી તમે?' તો કહે: 'ઈજીપ્શીઅન' તેઓ બહુ ભલા અને સારા હતા. સાત વર્ષથી તેઓ અમેરિકામાં રહે છે, પહેલાં ભણતા હતા, હવે ભણાવે છે. અહીં પણ તેઓ ઉનાળાના વર્ગો લેવા આવ્યા હતા. 'ઇકોનોમિક જોગ્રોફી'–આર્થિક ભૂગોળ તેમનો મુખ્ય વિષય હતો. અમને તેમના વર્ગમાં આવવાનું આમંત્રણ આપી અમે છૂટા પડયા. બીજે દિવસે બપોરે એમના વર્ગમાં અમે ગયા. તેમણે સિરાક્યુસ યુનિવર્સિટીમાંથી ફિલ્મ મગાવી હતી. એમના વિષયને લગતી એ ફિલ્મ હતી. એ ફિલ્મ ૨૦ મિનિટ ચાલી. ફિલ્મની સાથે સાથે તેઓ તેમના વિદ્યાર્થીઓને સમજાવતા પણ જતા હતા. ફિલ્મ પૂરી થયા પછી પ્રોફે-

સરની ખુરશીની આજુબાજુ અમારે માટે ખુરશીઓ મુકાવી અને અમને અમારી ઓળખાણ આપવા કહ્યું. ઓળખવિધિ પત્યા બાદ એમણે વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછવા કહ્યું. અને પછી તો પ્રશ્નોની ઝડી વરસી જાતજાતના પ્રશ્નો પુછાયા. રાજકારણ, સમાજ, ધર્મ, ફિલસૂફી વગેરે વિશે પુછાયું અને અમે પણ એમને સંતોષવા પૂરો પ્રયત્ન કર્યો. એ પ્રશ્નોમાંથી આપણા દેશ વિશેનું એ લોકોનું અજ્ઞાન અને કેટલાક ખોટા ખ્યાલો સ્પષ્ટ તરી આવતા હતા. એમાં પણ સામાજિક, ધાર્મિક અને આર્થિક બાબતોમાં તો આપણે હજી અંધકારયુગમાં જીવતા હોઇએ એવુ તેમાંના કેટલાય માનતા હતા આપણે પણ રેડિયો ટેલિફોન અને મોટરો વાપરીએ છીએ તે સાંભળી તેમાંના ઘણાને આશ્ચર્ય થતું. રાજકારણમાં તો ગોવા, ચીન, કાશ્મીર તથા શ્રી કૃષ્ણ-મેનન વિશે અમને માત્ર બ્રોકપોર્ટમાં જ નહીં પણ અમારી બે મહિનાની મુસાફરી દરમ્યાન બધે જ પુછાયું. અમારી સાડી, ચાંલ્લો અને વાળ વિશે પણ તેઓ જિજ્ઞાસાથી જાતજાતનું પૂછતા. અમને ય જવાબો આપવાની મજા આવતી. એમાં વળી એકના એક સવાલો એટલી બધી જગ્યાએ પુછાય કે તેના જવાબો અમને મોઢે થઇ ગયા હતા. પછી તો સામેવાળો સવાલ પૂરો કરે તે પહેલા જ અમે કડકડાટ જવાબ બોલી જતા

જ્યારથી અમે વર્ગોમાં જવાનું શરૂ કર્યું ત્યારથી અમારી લોકપ્રિયતા વધી, મિત્રમંડળ વધ્યું. પછી તો અમારે માટે પાર્ટીઓ ગોઠવાવા લાગી, જમવાનાં આમં-

ત્રણે મળવા લાગ્યાં, પર્યટન અને બોટ-ટ્રીપ ગોઠવાયાં.

અમારી સાથે હોસ્ટેલમાં રહેતી ફ્રીદા નામની એક બહેન પાસે મોટી મોટર હતી. એની મોટરમાં એ અમને, દૂર દૂર સુધી ફરવા લઇ જતી. બ્રોકપોર્ટથી લગભગ ત્રીસેક માઇલ દૂર લેક ઓન્ટેરિયો આવેલું છે. એના કિનારાને એ લોકો હેમલીન બીચ કહે છે. આપણે 'બીચ' દરિયાના કિનારાને કહીએ જ્યારે તેઓ સરોવરના કિનારાને પણ 'બીચ' કહે. પણ ખરેખર એ દરિયાકિનારા જેટલો જ વિશાળ હતો. જ્યાં નજર ફેંકો ત્યાં પાણી જ દેખાય. સરોવરની બીજી બાજુ દેખાતી નહોતી (બીજી બાજુ કેનેડા આવેલું છે) અને કિનારો પણ રેતાળ. ત્યાં મોટો પાર્ક હતો. પાર્ક એટલે રંગબેરંગી ફૂલોનો બગીચો નહીં પણ જ્યાં ઝાડવાનાં ઝૂંડ હોય અને જમવા માટે લાકડાના ટેબલખુરશી કે બાંકડા ગૂકયા હોય તે પાર્ક. ટૂંકમાં જે જંગલનું વાતાવરણ ઊભું કરે, શહેરની પાસે હોવા છતાં શહેરથી દૂર લઈ જાય તેનું નામ 'પાર્ક.' ત્યાં કેટલાય લોકો સૂર્ય-સ્નાન લેતા હતા, નહાતા હતા લાકડાના ચૂલા પેટાવી ખાવાનું પકાવતા હતા. સૌ પોતાનામાં મસ્ત હતા. અમે પણ અમારી સાથે થોડું ખાવાનું લઈ ગયા હતા, ત્યાંથી થોડુંઘણું ખરીદ્યું અને ઉજાણી કરી. રવિવાર હતો એટલે ગિરદી પુષ્કળ હતી. ત્યાં ચારેક કલાક ગાળી અમે રોચેસ્ટર ગયા.

રોચેસ્ટર બ્રોકપોર્ટથી ચાલીસ માઈલ દૂર આવેલું છે. ત્યાં એક 'એમ્યુઝમેન્ટ પાર્ક' છે. એમાં જાતજાતનાં ચગ-

ડોળ, રમતો અને દુકાનો આવેલાં છે. ડિઝની લૅન્ડના દોડાદોડી કરતાં પ્રખ્યાત કપરકાબી પણ છે અને અમે જેનો સ્વાદ ચાખ્યો તે રોલર કોસ્ટરને તો હવે દૂરથી જ નમસ્કાર. અમારી પાસે સમય ઓછો હતો એટલે આખા પાર્કમાં ફરાય એમ હતું નહીં. એટલામાં મેં અમારા જૂથના ભાઈબહેનોને એક નાની ટ્રેનમાં બેસતા જોયાં. એ છાપરા વિનાની ટ્રેન હતી. મને એમ કે આપણે ત્યાં પ્રદર્શનોમાં ફરવાની જેવી ટ્રેન હોય છે એવી આ હશે અને એને લીધે થોડા સમયમાં આખું પ્રદર્શન જોવાઇ જશે, એટલે હું તો એમાં બેઠી. ટ્રેન શરૂ થઇ અને અમારા જીવ તાળવે ચોંટી ગયા. સરસર કરતી ટ્રેન ઉપર ગઇ, પાછી નીચે આવી, પાછી ઉપર ગઇ. ઉપર ગઇ એટલે બે ત્રણ માળ જેટલું સીધું ચઢાણ અને પાછી એના કરતાં વધુ ઝડપથી નીચે આવે. એટલામાં ઘડ દઇને વળાંક આવે. અંધારા ભોંયરામાં આડીઅવળી થતી દોડી જાય. આ બધું પતી ગયું ત્રણેક મિનિટમાં જ પણ પછી જ્યારે તે ઊભી રહી ત્યારે કોઈથી પગ જમીન પર મુકાયા નહીં. આખો વખત ચીસાચીસ ચાલુ હતી અને ટ્રેન ઊભી રહ્યા પછી હું તો આંખો બંધ કરી થોડીવાર બેસી રહી અને ખરેખર હજી હું પૃથ્વી પર જ છું એવી ખાત્રી થઇ ત્યારે નીચે પગ મૂક્યો. પણ તોયે કયાંય સુધી પગ ધ્રૂજ્યા કરે, અને ત્યારથી ભવિષ્યમાં એમાં ન બેસવાનું નક્કી કર્યું.

ત્યાંથી સાંજે સાડા છ-સાતે અમે અમારી હોટેલ-

લમાં પાછા આવ્યા અને સાંજ આરામમાં જ કાઢી.

બીજે દિવસે અમારે જનરલ ડાયનામિક તથા લેપ ઇન્સ્યુલેટર જોવા જવાનું છે એવા ખબર મળ્યા. આ બંને કંપનીઓ ખાનગી છે અને ખૂબ જ મોટી છે. જનરલ ડાયનામિક યુદ્ધ માટેનાં શસ્ત્રો અને વાહનો બનાવે છે. લેપ ઇન્સ્યુલેટર ઇલેક્ટ્રીસીટી માટે ઇન્સ્યુલેટર બનાવે છે. ઇન્સ્યુલેટરમાં તો અમુક જાતના રસાયણોનો પાવડર બનાવી કુંભાર જેમ ચાકડા પર આકાર આપે એમ ઈલેક્ટ્રીક ચાકડાઓ પર એને આકાર આપવામાં આવતો ને પછી ભઠ્ઠીમાં શેકી તેના પર રંગ કરવામા આવતો. ત્યાર પછી તે કેટલી વીજળી ગ્રહન કરી શકે છે તે જોવા માટે પ્રયોગો થતા. આ બધું જોવાની મજા આવે એવું હતું અને સમજવામાં પણ તદ્દન સહેલું હતું. ખરું પૂછો તો ખાસ સમજવાનું જ નહોતું.

૧૮૯૪માં જનરલ ડાયનામિકની સ્થાપના શિકાગોમાં થઇ. ત્યાર પછી રોચેસ્ટરમાં એક ખાનગી સંસ્થા ઊભી થઇ અને ૧૯૫૫માં તે જનરલ ડાયનામિક સાથે જોડાઇ. તેઓ હાઇડ્રોફોન, સોનોબોય, સ્વીચ બોર્ડ, ટેલિફોન વગેરે બનાવે છે. અમરિકી સરકાર સાથે તેમને કઇ સંબંધ નથી, પરતુ સરકાર તરફથી અસ્રશસ્ત્ર બનાવવાના 'ઓર્ડરો' તેમને મળતા રહે છે. તેમને પરદેશમા પોતાનો માલ વેચવો હોય તો સરકારની પરવાનગી લેવી પડતી નથી, પરંતુ જો યુદ્ધનાં સાધનો વેચવાં હોય તો સરકારની મંજૂરી મેળવવી પડે છે.

તેઓ માત્ર યુદ્ધનાં જ સાધનો નથી બનાવતાં, પરંતુ મોટા ભાગનાં સાધનો યુધ્ધક્ષેત્રમા જ એક યા બીજી રીતે ઉપયોગમાં લઇ શકાય એવા હોય છે. જેમ કે તેઓ ટેલિફોન , બનાવે છે, પણ તે ઘરમાં વાપરવાના નહી, વિમાન અથવા સબમરીનમા કામમાં આવી શકે તેવા ટેલિફોનો. અમુક પ્રકારની કેબીનો વગેરે પણ તેઓ બનાવે છે. એવી એક કેબીન અમને બતાવવામા આવી દેખાવમ તો સ્ટીલના સાંકડા કબાટ જેવી લાગતી હતી. પણ જ્યારે તેનો પાછળનો દરવાજો ખોલવામા આવ્યો ત્યારે તેની ખરી કારીગીરીનો ખ્યાલ આવ્યો. તારના દોરડાંઓની ગૂંથણી અદ્દભુત હતી. અમને થોડું એ વિશે સમજાવ્યું પણ ખરું, પરંતુ એ બધું એટલું તો ટેકનીકલ હતું કે અમે રંગીન વાયરોથી થતી સુંદર ડીઝાઇન સિવાય કંઇ જ વખાણી ન શકયાં. ત્યાર પછી અમને બીજા વિભાગમાં લઇ ગયા. ત્યા વાંચી શકે તેવાં યંત્રો બનાવવામાં આવતા હતાં. તેઓ અમુક જાતના આકારો બનાવે, એ યંત્ર એ આકારને આધારે બાજુમા પડેલા ટાઇપરાઇટર પર આંખના પલકારામા એ આકારની પાછળ રહેલા આકડા ટાઇપ કરી નાંખે! આ આકારોને તેઓ 'કોડ સાઇન' કહેતા. આમ વાંચી ને લખી શકે એવું યંત્ર જોઇ અમે આશ્ચર્યમા ડૂબી ગયા. હજી તો તેમના એ યંત્ર પર પ્રયોગો ચાલતા હતા. તેઓ એમ ધારે છે કે એક યંત્ર આશરે ૨૨૫ સંજ્ઞાઓ વાચી શકશે. અત્યાર સુધીમાં તેમણે આ યંત્રોને ૧૫૦ થી વધુ સંજ્ઞાઓ વાંચતા શીખવી દીધું છે! યંત્રોને

ય શીખવવાનું ! વળી માણસની જેમ આ યંત્રથી ભૂલ થતી હતી જ્યારે એક સંજ્ઞા કાઢી બીજી મૂકવામાં આવે ત્યારે બે વખત તો એ યંત્ર ખોટા જવાબો લખતું, પણ ત્રીજી વખતે અચૂક ખરો જવાબ આવતો. ત્યાર પછીનો વિભાગ હતો વીજળીનો–પ્રકાશનો. ત્યાં લાલ રૂબીમાંથી કિરણો પસાર કરી 'ઇનકોહેરેન્ટ' કિરણને 'કોહેરેન્ટ' બનાવવામાં આવતું. એમણે રસાયણો તૈયાર કરી આ રૂબી બનાવ્યો હતો અને અમને કહેવામાં આવ્યુ કે રસાયણોના મિશ્રણથી બનાવેલ રૂબી આખી દુનિયામાં આ એક જ છે. અમને પ્રભાવિત કરવા જ કહ્યું હશે કે ખરેખર એમ હશે તે તો ભગવાન જાણે ! એ ઉપરાંત અમને હાઇડ્રોકોસ્ટીક વિભાગમાં લઈ ગયા. તેના દ્રાવણમાં ખવાઇ જતું એલ્યુમિનિયમ, છૂટો પડતો હાઈડ્રોજન વગેરે પ્રયોગો કરી બતાવ્યા. એમાંના ઘણા વિભાગો ચારેબાજુ લોખંડી દીવાલો બનાવી બંધ રાખવામાં આવ્યા હતા. આ ભાગો માત્ર મુલાકાતીઓ માટે જ બંધ હતા એવું નહોતુ. મોટા અમલદારો પણ અમુક વિભાગમાં ન જઇ શકે. ત્યાં કામ કરતી દરેક વ્યકિતએ એક બિલ્લો લગાવ્યો હતો. એમાં એ વ્યક્તિનો ફોટો હતો અને એની નીચે એ, બી, સી, ડી, ઇ, એફ્ છાપેલા હતાં જેને જે વિભાગમાં જવાની છુટ હોય તેનાં એ અક્ષરો રાખી બાકીનામાં કાણાં પાડી દેવામા આવતા. જે વિભાગના અક્ષર પર કાણું હોય એમાં એ ન જઇ શકે. અમારુ સ્વાગત એ કંપનીના પ્રમુખ તથા અધ્યક્ષે કરેલું. તેમના

બિલ્લા પર બધા અક્ષરો સાબૂત હતા. બાકીનાઓમાં કોઈ એકાદ પર તો કાણું હોય જ. અહીં સબમરીનમાં પાણીની અંદર અસ્ત્ર છોડી શકાય એવાં અસ્ત્રો અને સબમરીનો પણ બનાવવામાં આવતાં હતાં, પરંતુ એ બધું અમને બતાવ્યું નહોતું. એ કંપનીના નાણાંના રોકાણ વગેરે વિશે અમે પ્રશ્નો પૂછ્યા, પરંતુ એમણે જવાબ આપવાની ના પાડી. અંદર ફોટા પાડવાની પણ મનાઈ હતી. અમે ભારતીય હોવાને કારણે અમને એ જોવાની રજા મળી, બાકી ત્યાં પરદેશી મુલાકાતીઓ માટેના કાયદાકાનૂન સરખા નથી. અમુક દેશના મુલાકાતીઓને તો આવવા જ દેતા નથી.

અમને આ બધું બહુ સમજાયું નહીં, પણ અમેરિકાની યુદ્ધની કે સલામતીની તૈયારીનું એક પાસું જોવા મળ્યું તેનો આનંદ તો અવશ્ય હતો.

હવે તો બ્રોકપોર્ટમાં અમે જાણીતા થઇ ગયાં હતાં એટલે જાતજાતનાં આમંત્રણો મળતાં હતાં. એમાં રેડમેન નામના કુટુંબે અમને બધાંને જમવા બોલાવ્યા. તેમના ઘરની પાછળના બગીચામાં અમારે જમવાનું હતું. અમને કહેવામાં આવેલું કે અમારે પાંચ વાગે રેડમેનને ઘરે 'પિકનિક' પર જવાનું છે. અમને થયું કે સાંજે પાંચ વાગે તે પિકનિક પર જવાતું હશે? પર્યટન પર જવું હોય, તો સવારે વહેલા નીકળવું જોઇએ ને સાંજ સુધી મસ્તીતોફાન કરવાં જોઇએ. છતાં અમે પાંચ વાગે ત્યાં પહોંચ્યાં. એમણે પાછલા બગીચામાં ચૂલો સળગાવ્યો

હતો અને ગરમાગરમ 'હૉટ ડૉગ્સ' ઊતરતા હતા. અમ શાકહારીઓ માટે રીંગણાનું શાક બનાવ્યુ હતું. રીંગણાને તેઓ એગપ્લાન્ટસ કહે છે. શાક બનાવવાની પદ્ધતિ જુદી હોવાને કારણે તેનો આકાર અને દેખાવ વિચિત્ર લાગતા હતા. મે થ્રી રેડમેનની દીકરી મેરીને પૂછ્યું: 'આ શું છે?' એણે કહ્યું: 'એગપ્લાન્ટ.' મે એને ઈંડાની વસ્તુ ધારી લીધી નેહીં. મારી રકાબી ખાલી જોઈ તેણે મને શાક લેવાનો આગ્રહ કર્યો. મેં ના પાડી એટલે એણે મને સમજાવ્યું કે 'એગપ્લાન્ટ' નામનુ શાક છે. તોયે ખાવામાં મને રીંગણાનો સ્વાદ ન આવ્યો. એકાદ–બે દિવસ પછી જ્યારે મેં રીંગણું નજરે જોયું ને તેને 'એગપ્લાન્ટ' તરીકે ઓળખાતું સાંભળ્યું ત્યારે જ એની મને ખાત્રી થઇ. બગીચામાં ટેબલ–ખુરશી ગોઠવ્યાં હતા અને બહાર ચૂલો સળગાવ્યો હતો એટલે તેઓ તેને 'પિકનિક' કહેતા હતા, પરંતુ અમને તો અમારી સમજવામાં ભૂલ થઇ હોય એમ લાગતું હતું! અમે સૌએ પેટ ભરીને ખાધું અને પછી તરબૂચ ખાતા બેઠાં હતાં ત્યાં મેરીએ મને પૂછ્યું: 'તું 'ડાન્સ' કરે છે?' મે કહ્યું, 'હજી સુધી કોઇ દિવસ કર્યો નથી ભારતીય નૃત્ય

પરંતુ તેમનો અભિનય અને અવાજ તો અદ્‌ભુત જ કહી શકાય. એમનો અભિનય શરીરનાં જુદાં અવયવોનો નથી. માત્ર આંખો અને અવાજથી પ્રગટ થતા જુદા જુદા ભાવોએ પ્રેક્ષકોને મંત્રમુગ્ધ કરી દીધા હતાં.

અમે આ યુનિવર્સિટીમા આવ્યાં ત્યારે ત્યાંના ઉપપ્રમુખે અમને બોલાવ્યા હતા અને કંઇ જોવાની કે કરવાની અમારી ઇચ્છા હોય તો તેમને જણાવવા કહ્યું હતું. એ વખતે અમે નાયગરાનો ધોધ જોવાની અમારી તીવ્ર ઇચ્છા પ્રદર્શિત કરી હતી થોડા જ વખત પછી પ્રોફેસર શ્રી જોને અમને ખુશખબર આપ્યા કે બીજે દિવસે સાંજે પાંચ વાગે નાયગરા જવા માટે ઊપડવાનું છે. જગતની શ્રેષ્ઠતાનો એક નમૂનો જોવાનો હોય ત્યારે આનંદની અવધિ ન રહે તે સ્વાભાવિક છે. બીજે દિવસે બરાબર પાંચ વાગે બે મોટરોમાં ભરાઇને અમે તો નાયગરાને રસ્તે ઊપડયા. બ્રોકપોર્ટથી તે ૮૦ માઇલ દૂર હતું એટલે બે કલાકનો રસ્તો કાપવાનો હતો. આખે રસ્તે ધોધમાર વરસાદ પડયો, વાદળો ગરજ્યા ને વીજળી ચમકી. મારું નામ વર્ષા હોવાને કારણે બધા મને ચિડાવા લાગ્યા: 'સમય જોઇને તો વરસવું હતું ?' પણ વરસતા વરસાદમાં સડસડાટ દોડતી મોટરમાં બેસવાની મને તો ખૂબ મજા આવતી હતી. બરાબર બે કલાકે અમે નાયગરા પહોંચ્યા અને વર્ષારાણી આ વર્ષાકુમારીના માનમાં થંભી ગયા! અમે અમેરિકન બાજુએ હતાં, ત્યાથી પૂરો ધોધ નહોતો દેખાતો. અમે સાંભળ્યું હતું કે તે ઘોડાની નાળના આકારનો છે પણ

એનો પૂર આકાર ન દેખાવાને કારણે હું બહુ પ્રભાવિત ન થઇ. એ લગભગ ૧૯૦ ફૂટની ઊંચાઇથી પડે છે. એની ગર્જના તો કયાંય દૂર સુધી સંભળાયા કરે છે. આ ગર્જનને કારણે જ ઇરોકોઇઝ ઇન્ડિયનોએ તેને 'નાયગરા' નામ આપ્યુ છે. નાયગરાનો અર્થ-થાય છે 'ગર્જના કરતુ પાણી.' ગોટ આયલેન્ડ નામના એક દ્વીપને કારણે આ ધોધ બે ભાગમા વહેંચાઇ ગયો છે. જમણી બાજુનો અમેરિકાની બાજુ હોવાથી અમેરિકન અને ડાબી બાજુનો કેનેડા બાજુ હોવાથી કેનેડિયન તરીકે ઓળખાય છે. કેનેડિયન ધોધનો આકાર ઘોડાની નાળ જેવો છે અને તેનો વળાક ૩૦૦૦ ફૂટનો છે જ્યારે અમેરિકન સીધો છે ને તેની લંબાઈ ૧૦૦૦ ફૂટ છે. જો કે ઊંચાઇમા અમેરિકન ૧૬૭ ફૂટ છે જ્યારે કેનેડિયન ૧૫૮ ફૂટ છે. તે છતા કેનેડિયન તેની વિશાળતાને કારણે ભવ્ય લાગે તે સ્વાભાવિક છે આ ધોધ પરથી રાતદિવસ સતત દર મિનિટે ૪૬૭,૪૦૦ ટન પાણી પડયા કરે છે. આ પડતા પાણીમાં ૩,૯૭૫,૦૦૦૦ હોર્સપાવર ઉત્પન્ન કરવાની શક્તિ છે. આ આ આંકડાઓથી એની મહત્તા અને ભવ્યતાનો ખ્યાલ આવી જશે. ત્યાં 'મેઇડ ઓફ મિસ્ટ' નામની એક લોન્ચ નાયગરાના ચરણ સ્પર્શવા લઈ જાય છે. મોટા જાડા રેઇનકોટ પહેરીને અમે એમા બેઠા. સાથે સાથે માઇકમાં ધોધનું અને અમેરિકન તથા કેનેડિયન બાજુએ આવતી ઇમારતોનુ વર્ણન પણ થતુ જતુ હતુ. અમે ધોધની જેમ જેમ નજીક આવતાં ગયાં તેમ તેમ પાણીની પછડાટ અને તેની

વાછટનું જોર વધવા લાગ્યું. પાણીની છોળોનો સ્પર્શ થવા લાગ્યો. અમે નાયગરાનો ચરણ સ્પર્શ કરવાની હિંમતનો વિચાર કરીએ એ પહેલાં જ એનાં જલકણોએ અમારી વંદના સ્વીકારાઇ ગઇ હોય તેમ અમને પવિત્ર કર્યાં. લગભગ વીસેક મિનિટ અમે એ મઝા માણી અને પાછા ફર્યાં. હવે તો અંધારું થઈ ગયું હતુ. ભૂખ પણ લાગી હતી. હોટેલની શોધમાં નીકળ્યાં. જેવા મોટરમાં બેઠા કે પાછો વરસાદ તૂટી પડયો. માંડ માંડ હોટેલ મળી જમ્યા. હવે અમારે કેનેડિયન બાજુ જવું હતુ. રાત્રે ત્યાથી ધોધ પર રંગીન પ્રકાશ ફેંકવામાં આવતો. આપણે ત્યાં જેમ ચાંદનીમાં તાજમહાલનું નિખરતું સૌંદર્ય અવિસ્મરણીય દશ્ય ગણાય છે તેવું જ રાત્રિ સમયના આ ધોધ માટે કહેવાય છે. કેનેડામાં પ્રવેશવા માટે અમારા પાસપોર્ટ પર સહીસિકકા થયા અને અમે ધોધ પાસે પહોંચ્યાં. આ વખતે પણ મોટરમાંથી ઊતર્યાં ને વરસાદ ધીમો પડયો. ઝરમર ઝરમર વરસતો હતો, પણ એટલો તો ધોધની વાછટ છે કે વરસાદ છે તેની મૂંઝવણમાં પડેલાં અમને નડતો નહોતો.

ખરેખર એ દશ્ય અદ્દભુત હતું. દૂર દૂરથી આવતો પ્રકાશ ધોધને કોઇ સ્વર્ગીય ચીજ બનાવી દેતો હતો. એ પ્રકાશ જુદા જુદા રંગનો હતો, લાલ, લીલો, ભૂરો અને પીળો. આ બધા રંગો એકી સાથે ધોધના જુદા જુદા ભાગો પર પડતા હતા. વળી વારંવાર બદલાતા પણ હતા. રાતના અગિયાર વાગ્યા અને રંગીન પ્રકાશ આવતો

બંધ થયો. હવે માત્ર સફેદ, હિમ જેવો સફેદ અને શાંત પ્રકાશ ધોધ પર ફેંકવામાં આવતો હતો. એ દૃશ્ય પણ ખૂબ જ સુંદર લાગતું હતું. દિવસના ઉજાસમાં અમે ધોધનો કુદરતી સફેદ રંગ તો જોયેલો, પણ રાત્રિ સમયે જ્યારે ચારેબાજુ અંધકાર છવાઈ ગયેલો, ધોધની આસપાસની એકે વસ્તુ નજરે નહોતી ચડતી ત્યારે આ અસ્ખલિત વહેતા પાણીએ અમારાં મન મોહી લીધાં. આટલું બધું પાણી તો સ્વર્ગીય ગંગાનું કે ઇશ્વરના અક્ષયપાત્રનું જ હશે એવી કલ્પના કર્યા સિવાય રહેવાય નહીં. અને આટલે ઊંચેથી કોઇ પડે તો પત્તો જ ન લાગે. પણ અમને ત્યાંના લોકોએ કહ્યું કે ગયે વર્ષે આઠ વર્ષનો એક છોકરો ત્યાંથી પડી ગયો હતો. એને બચાવવા એના પિતાએ પણ ઝંપલાવ્યું; પરંતુ પિતાનું નામનિશાન ન રહ્યું જ્યારે છોકરો બેભાન અવસ્થામાં નીચે ડૂબકાં ખાતો હતો. અમે જે 'મેઇડ ઓફ મિસ્ટ'માં ગયેલાં તે લોન્ચની નજરે એ છોકરો પડયો ને તેને બહાર ખેંચી કાઢયો. છેવટે એ જીવી ગયો. એણે નાયગરાનો ઇતિહાસ બદલાવી નાખ્યો.

આવું અદ્વિતીય દૃશ્ય જોઇ અમે રાત્રે એક વાગે બ્રોકપોર્ટ પાછા આવ્યાં. હજીયે જ્યારે નાયગરાનુ નામ સાંભળુ છું ત્યારે એ અદ્ભુત–મનોરમ દૃશ્ય નજર સમક્ષ રમી રહે છે.

બ્રોકપોર્ટ છોડવાના દિવસો નજીક આવી ગયા હતા. હોસ્ટેલની બહેનોએ અમને એમના એક પ્રોફેસરને ઘરે

વિદાયવેળાનું જમણ આપ્યું. અમે પણ થોડી ભારતીય વાનીઓ બનાવી, એ સૌને આમંત્ર્યા. ૩૦ મી જુલાઈની રાત્રે બ્રોકપોર્ટના મુખ્ય રસ્તા પર અમારા સરસામાન સાથે બસની રાહ જોતાં અમે ઊભાં રહી ગયાં. પેલા ઇજીપ્શીઅન પ્રોફેસર, ભારતીય પ્રોફેસર, શ્રી જોન, કોલેજના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સૌ અમને વિદાય આપવા આવ્યા હતા. ઘડી ભર પહેલાનો સૂમસામ રસ્તો ગાજી ઊઠયો હતો. અમે આવ્યા ત્યારે લેવા આવનાર વ્યક્તિઓની સંખ્યા માત્ર બેની હતી અને ગયા ત્યારે જાણે આખું બ્રોકપોર્ટ ઠલવાયું હતું! હવે અમારે જવાનું હતુ વેસ્ટવર્જિનિયા રાજ્યના પાટનગર ચાર્લસ્ટનમાં. ત્યાં અમેરિકન કુટુમ્બ સાથે એક મહિનો ગાળવાનો હતો. બ્રોકપોર્ટ છોડવાનું દુઃખ હતું તે સાથે અમેરિકન કુટુંબમાં રહી અવનવા અનુભવો મેળવવાનો આનંદ પણ મનમા ઊભરાતો હતો.

દૂરથી એક વાહન આવતું દેખાયું. તેના છાપરા પર ત્રણ બત્તીઓ હતી. ત્યાં બસો અને ખટારાઓ પર ત્રણ કે તેથી વધુ બત્તીઓ લગાવવામાં આવે છે. બસનો પોણા દસનો સમય હતો અને બરાબર પોણા દસે એ આવીને ઊભી રહી. થોડીવારમાં અમે સૌ ગોઠવાઈ ગયાં અને અમારા પ્રિય થઇ પડેલા બ્રોકપોર્ટની તથા બ્રોક પોર્ટવાસીઓની અમે વસમી વિદાય લીધી.

# અમેરિકન કુટુંબમાં

**૩૧ મી** જુલાઈએ બપોરે સવા બે વાગે અમારી બસ ચાર્લ્સ્ટનમાં દાખલ થઈ. અમારુ કુતૂહલ હવે તો પરાકાષ્ઠાએ પહોંચી ગયું હતુ. બ્રોકપોર્ટમાં મારા પર શ્રીમતી ચિલ્ટનનો પત્ર આવ્યો હતો અને તેમણે મને જણાવ્યું હતું કે મારે ચાર્લ્સ્ટનમાં એમને ઘરે રહેવાનું છે. એમના પતિ વેસ્ટ વર્જિનિયા રાજ્યના સૌથી મોટા વર્તમાન પત્રના પ્રકાશક, એટલે કે માલિક છે. આ સિવાય વધુ કંઈ જ તે પત્રમાં હતું નહીં. તેઓ કેવાં હશે, કેવડાં હશે, એમને બાળકો હશે કે નહીં, તેમનો સ્વભાવ મળતાવડો હશે કે કેમ વગેરે વગેરે અનેક જાતના પ્રશ્નો મનમાં પ્રગટી આવ્યા હતા. અમારી બસ 'ગ્રેહાઉન્ડ બસ–સ્ટેશન'માં દાખલ થઈ અને અમે ઊંચા થઈ થઈને બારીની બહાર જેવા લાગ્યાં. બસ ઊભી રહી, અમે ઊભાં થઈ એક પછી એક નીચે ઊતરવા માંડ્યું. મેં જેવો બસના પગથિયા પર પગ મૂકયો ત્યાં એક નમણા

નાજુક બહેન બોલી ઊઠયાં: 'વર્ષા, વર્ષા....!' અને આનંદમાં આવી જઇ હું બોલી ઊઠી: 'હું વર્ષા છું, હું વર્ષા છું.' એ જ હતાં મારાં યજમાન શ્રીમતી એલિઝાબેથ ચિલ્ટન !

એમણે મારા હાથમાંની હેન્ડબેગ લઇ લીધી અને મને કહ્યું: 'તું આવી તે પહેલાં તારી ટપાલો આવી ગઇ છે. આ લે થોકડો.' એમાં બા-બાપુજીનો પત્ર ને 'સુકાની'નો અંક જોઇ હું ખુશ ખુશ થઇ ગઈ. ત્યાં તો ચાર્લસ્ટનમાં 'એકસપેરીમેન્ટ'ના પ્રતિનિધિ શ્રીમતી શેફર્ડે કહ્યું: 'બધાં આમ આવો, પ્રેસફોટોગ્રાફર અને ટેલીવીઝનના માણસો તમને કૅમેરામાં ઝડપવા માગે છે.' અમે એમની આસપાસ ટોળે વળી ઊભાં રહ્યાં. ફટાફટ ફોટાઓ પડવા માંડયા, મુવી ઊતરવા લાગી, પછી મારી બેગ લઇને હું શ્રીમતી ચિલ્ટન સાથે ચાલવા લાગી.

મોટી કાળી ખુલ્લી મોટરમાં અમે સામાન મૂકયો અને બેઠાં. શ્રીમતી ચિલ્ટન જાતે જ મોટર ચલાવતાં હતાં. શું સરસ મોટર હતી ! ચાંપ દબાવવાથી આખી મોટરમાં જે કાચ બંધ કરવો હોય તે કરી શકાય. વળી ગિયર પણ નહીં અને કલચ પણ નહીં ! બસ બટનો દબાવ્યા કરવાનાં. કુલ ત્રણ બટનો, એકથી મોટર આગળ ચાલે, બીજાથી પાછળ ચાલે અને ત્રીજાથી ઊભી રહે ! મોટરમાં બેઠા પછી મેં પૂછયું: 'તમે ફલેટમાં રહો છો કે બંગલામાં ?' તેમણે કહ્યું: 'બંગલામાં.' પછી મેં એકાદ બે પ્રશ્નો પૂછયા અને એમણે કહ્યું: 'તારે પત્રો વાંચવા હોય તો વાંચ' અને હું કાગળ વાંચવા લાગી. આજુબાજુ જોવાનું

પણ ચાલતું હતું. બસસ્ટેશન ગામની વચ્ચે હતું. ત્યાંથી નીકળ્યા કે ત્રણેક મિનિટમાં જ અમે એક મોટા પુલ પર આવી ગયાં. એ પુલ હતો કનાવા નદીની ઉપર. કનાવા નદી અમેરિકાની પાંચ મોટી નદીઓમાંની એક છે. વેસ્ટ વર્જિનિયા રાજ્યમાં કોલસાની ખાણો પુષ્કળ છે અને આ નદીનો મુખ્ય ઉપયોગ કોલસાની હેરફેર માટે કરવામાં આવે છે. અમે આવ્યા નદીને બીજે કાંઠે. અહીં એક મોટી ટેકરી આવેલી છે. તે સાઉથ હિલ્સ નામે ઓળખાય છે. નાના રૂપકડા બંગલાઓથી આખી ટેકરી છવાયેલી છે. એમાં સ્કોટ રૅાડ નામનો એક નાનો કાચો રસ્તો આવેલો છે અને તેને છેડે ગુલાબી રંગની સુંદર બંગલી આવેલી છે. એની આગળ પાછળ બગીચો છે. બગીચામાં રંગબેરંગી ફૂલો ખીલે છે, દ્રાક્ષના વેલા છે, ઘેરા ગુલાબી રંગના સફરજન બગીચાના વૃક્ષોની ડાળે ડાળે ઝૂલે છે, ફ્રેન્ચ સ્ટ્રોબેરીના નાના છોડવા છે. એક મોટું ગેરેજ છે, એની બાજુમાં એક ઓરડી છે અને તેમાં રહે છે એક અફઘાન કૂતરો હોપી. એ જ હતું 'મારું' ઘર! ઘર ખૂબ જ સુઘડ, સુંદર અને મોટું હતું. નારો રૂમ ઉપર હતો. શ્રી અને શ્રીમતી ચિલ્ટનનો રૂમ પણ ઉપર જ હતો. એ ઉપરાંત ઉપર એક ત્રીજો રૂમ હતો જે મારા મહેમાનો માટે છે, એમ શ્રીમતી ચિલ્ટને કહ્યું હતું. એ વખતે તો હું માત્ર હસી હતી. મને થયેલ : 'અહીં વળી કોણ મારું મહેમાન બને ને રહેવા આવે?' પણ એક દિવસ વિભા અને એક દિવસ વિશાખા રહેવા આવી

હતી, એટલે એ રૂમ વપરાયો હતો ખરો !

પણ પહેલા તે અમારા જૂથમાં કોણ કોણ હતાં તે કહી દઉં: અમે પાંચ બહેનો અને પાંચ ભાઈઓ હતા. બહેનોમાં પાંચમાંથી ચાર મુંબઈનાં હતા, વિભા શાહ, વિશાખા દેસાઇ, સાધના ભાવનાની અને હું મુંબઇનાં દિપીકા ચૌધરી હતી કલકત્તાની. ભાઇઓમાં અમારા જૂથના નાયક દેવરાજ શામપુરા બેંગલોર નજીક આવેલા નાના ગામના હતા, મહેન્દ્ર શાહ હતા મદ્રાસના, જીતેન્દ્ર વોરા કલકત્તાથી આવ્યા હતા, વિનોદ દયાલ હતા દિલ્હીના અને કિરીટ ગાંધી મુમઇના હતા. એમા અમારા નાયક શ્રીમતી શેફર્ડ સાથે રહેવાના હતા. બાકીનાં નવ. નવ કુટુંબોમાં વહેંચાઇ ગયા હતાં.

મારી પસંદગી કઇ રીતે થઈ તે પણ રસદાયક વાત છે. ઘણા દિવસો પછી શ્રીમતી ચિલ્ટને મને કહ્યુ કે તેમણે મને કઇ રીતે પસંદ કરી ! કોઇ પણ કુટુંબ પર કોઇ જાતનું દબાણ કરવામાં નહોતુ આવ્યું. શ્રીમતી શેફર્ડે તેમના મિત્રોને તથા જેમને આ પ્રકારના કાર્યક્રમોમાં રસ હોય તેવાઓને એક દિવસ ભેગાં કર્યાં. અમે સૌએ અહીં જે ફોર્મ ભર્યા હતા તેમાં અમારા રસના વિષયો લખ્યા હતા અને તે ઉપરાંત અમે 'પ્રિય કુટુંબ' એવા સંબોધનનો એક પત્ર લખ્યો હતો. એમા અમે અમારા પોતાના કુટુંબનો પરિચય આપ્યો હતો. અમારે ત્યાં કેવા મહેમાનો આવે છે, કેવા કુટુંબો સાથે અમારે સંબંધ છે, ઘરનું વાતાવરણ કેવું છે વગેરે એ પત્રમાં લખેલું. ઉપરાંત,

મારા પત્રમાં મેં જણાવ્યું હતું કે મને પત્રકારત્વનો રસ છે અને માતાપિતા પણ પત્રકાર તથા લેખક છે. આ બાબતને ધ્યાનમાં લઇ શ્રીમતી શેફર્ડે શ્રીમતી ચિલ્ટનને કહ્યું: 'એક ઓગણીસ વર્ષની છોકરી છે, એને પત્રકારત્વનો શોખ છે. શ્રી ચિલ્ટન વર્તમાન પત્ર ચલાવે છે એટલે એને તમારે ત્યાં મઝા આવશે.' શ્રીમતી ચિલ્ટન કંઇ બોલ્યાં નહીં, પણ ઘરે આવી તેમણે શ્રી ચિલ્ટનને કહ્યું: 'શ્રીમતી શેફર્ડ આપણે ત્યાં એક ઓગણીસ વર્ષની છોકરી મૂકવા માગે છે. એટલી નાની સાથે મને કેમ મજા આવશે? અને મને મજા ન આવે તો હું એને મજા કઇ રીતે કરાવી શકું?' શ્રી ચિલ્ટને કહ્યું: 'આમાં આપણને મજા આવે કે નહીં એ જોવા કરતાં એને એથી લાભ થાય કે નહીં તે જોવું જોઈએ. તે છતાં જેમ તારી ઇચ્છા હોય તેમ કરજે. મારો કંઈ ખાસ આગ્રહ નથી.'

શ્રીમતી ચિલ્ટન એમની બાને ઘરે ગયાં ને પોતાની મૂંઝવણ જણાવી. તેમની માતાને આવા કાર્યક્રમમાં રસ ખૂબ હતો, પરંતુ દીકરીને ન ગમે એવું કરવાનું તો મા કહે જ કેમ? બીજે દિવસે પાછું શ્રીમતી શેફર્ડને ઘરે મળવાનું હતું. શ્રીમતી શેફર્ડને પોતાની મૂંઝવણ જણાવવા શ્રીમતી ચિલ્ટન વહેલાં ગયાં. એમના દીવાનખાનાના ટેબલ ઉપર અમસ્રાં સૌનાં ફ્રેમ અને ફોટાઓ પડયાં હતાં. શ્રીમતી શેફર્ડ અંદરના ઓરડામાં હતાં. શ્રીમતી ચિલ્ટનની એ ફોટાઓ પર નજર પડી ને મારા ફોટાવાળું ફ્રેમ ઉપાડી તેમણે શ્રીમતી શેફર્ડને બૂમ પાડી કહ્યું: 'મેં

મારી 'દીકરી' પસંદ કરી લીધી છે !' શ્રીમતી શેફર્ડે જ્યારે મારો ફોટો જોયો ત્યારે તેમણે કહ્યું : 'હું તમને આ જ છોકરીની વાત કરતી હતી. એ જ છે ઓગણીસ વરસની.' શ્રીમતી ચિલ્ટન બોલ્યાં : 'ગમે તેટલાં વરસની હોય, મને તો આ જ જોઈએ.' એમ બોલતાં તેઓ મને ભેટી પડયા હતાં અને મને કહે : 'મેં તો તને ઝૂંટવી લીધી છે હોં!' પછી તો એ તરત પોતાની મા પાસે ઊપડયા ને 'દીકરી'નો ફોટો બતાવ્યો ! શ્રી ચિલ્ટનની ઓફિસે પહોંચી જઇ મારો ફોટો બતાવી પોતે કઇ રીતે પસંદગી કરી છે તે કહ્યું. મારે માટે તો ખરેખર આ સદ્‌ભાગ્યની વાત હતી; જેનું નસીબ જોર કરતું હોય તેને જ પરદેશમાં યે આવાં પ્રેમાળ માતાપિતા મળે

મારા રૂમમાં જઇ મેં સામાન ખોલ્યો અને બધું વ્યવસ્થિત કર્યું. નાહીધોઈને નીચે ગઇ ત્યારે શ્રીમતી ચિલ્ટન (એમનું બીજું નામ બેટી એટલે હવેથી એમને માટે બેટી શબ્દ જ વાપરીશ અને શ્રી ચિલ્ટનનું ખરું નામ છે વિલિયમ એડવીન, પણ તેમનું બીજું નામ નેડ છે એટલે એમને પણ નેડના નામે જ ઓળખીશું.) ટેલીફોનમાં કોઇ પાસે મારાં વખાણ કરતાં હતા અમેરિકનો માટે એ તદ્દન સ્વાભાવિક છે. દરેક વાતમાં તેઓ શ્રેષ્ઠતાવાચક વિશેષણો જ વાપરે. ફોન પૂરો કરી અમે જેવા ઊભાં થવા જઈએ ત્યાં બારણાની ઘંટડી રણકી. બેટીએ દરવાજો ખોલ્યો. એક પાંચેક વર્ષનો છોકરો બહાર ઊભો હતો. બેટીનો પાડોશી હતો. તેણે

બેટીને કહ્યું : 'મારે તમારા મહેમાનને જોવા છે.' બેટી તેને અંદર લઈ આવી. એ શરમાળ હતો, આંખો ઢાળેલી હતી, તેના હાથમાં એક કાચની બાટલી હતી. એ બાટલી પર રૂપેરી કાગળ વીંટાળેલો હતો. તેમાં ત્રણેક ફૂલો હતાં. એ મને આપીને બોલ્યો; 'ચાર્લ્સ્ટનમાં તમારું સ્વાગત કરું છું.' મે કહ્યું : 'થેંક્યુ' એટલે એકદમ ધીમા અને દબાયેલા અવાજે 'વેલકમ' બોલી ભાગી ગયો.

આવડા મોટા ઘરમા માત્ર બેટી અને હું હતાં. રાત પડી ગઈ હતી. બેટીએ મારે માટે સુપ. બાફેલા વટાણા અને સેન્ડવીચ બનાવી જમવાના ટેબલ પર ગોઠવ્યાં હતાં. અમારા બે ઉપરાંત ત્રીજી પણ રકાબી ગોઠવી રાખી હતી હજી સુધી નેડને મેં જોયા નહોતા. અમે બને ચુપચાપ જમતાં હતાં ત્યાં જ બહાર મોટરનો અવાજ સંભળાયો. બેટીએ કહ્યું : 'આ ફટફટ અવાજ સંભળાય છે તે નેડની મોટરનો છે.' અને એટલામાં તો ધડામ દઈને બારણું ખોલાયું અને પડછંદ શરીરવાળા, પણ બેટી જેવા જ પ્રેમાળ દેખાતા શ્રી ચિલ્ટન અંદર આવ્યા. મારી સાથે હાથ મિલાવતા બોલ્યા : 'તું આવી તે અમને બહુ જ ગમ્યું છે, ખરેખર બહુ ગમ્યું છે.'

પછી તો એમણે મારે માટે ગોઠવેલા કાર્યક્રમોની વાત માંડી. આમ તો અમે એકસપરીમેન્ટર્સ હતાં એટલે અમારે કુટુંબના સભ્ય થઈને રહેવાનું હતું, મહેમાનની જેમ અમને બધે ફેરવવા એ લોકો બંધાયેલા ન હતાં. અને યજમાન કુટુંબોને પણ ખાસ કહેવામાં આવ્યું

કે એ લોકોએ અમારા માટે કાર્યક્રમો ઘડવા નહીં', પણ અમને કઈ રીતે રાખવા એનો ખરો આધાર યજમાન કુટુંબ પર હતો. અમારા જૂથની એક વ્યક્તિને તો યજમાને ચોખ્ખું કહી દીધું હતું: 'અમને કહેવામાં આવ્યું છે કે અમારે તમારા આનંદ માટે ખાસ કાર્યક્રમો ઘડવા નહીં એટલે હું તો એ પ્રમાણે જ વર્તીશ.' અને ખરેખર એને આખો વખત ઘરમાં જ ગાળવાનો રહેતો! જ્યારે મારું યજમાન-કુટુંબ ૧૯૬૨ના જાન્યુઆરી મહિનામાં જ ભારતમાં આવેલું. તેઓ મુંબઈ પણ બે દિવસ રહ્યા હતા (પરંતુ તે વખતે અમે મળ્યાં નહોતા અને અમારા બેમાંથી એકેને ખ્યાલ નહોતો કે અમારી આમ મુલાકાત થશે) એટલે તેમને ફરવાનો-ફેરવવાનો બહુ શોખ હતો. વળી તેઓ કહેતા: 'હજારો માઈલ દૂર આવીને ઘરમાં બેસી રહેવું કોને ગમે? હું જો તારે ઘરે આવું અને તું મને બહાર ન લઈ જા તો મારું શું થાય! પરદેશી તરીકે મનમાં ઊઠતી ઇચ્છાઓ હું જાણું છું અને એટલે જ મેં તારે માટે આ ભરચક કાર્યક્રમો ગોઠવ્યા છે. આ બધું તારે કરવું જ એવું કંઈ નથી. તને જે ગમે તે કરજે.'

પછી તો નેડ કહેવાનું શરૂ કર્યું: 'તને મારી ઓફિસમાં કામ કરવું ગમશે? રીપોર્ટરો સાથે બહાર જવાનું ગમશે? તને શહેરસભા (સીટીકાઉન્સિલ) અને રાજ્યસભામા જવાનું ગમશે? કોર્ટમાં જવું છે? હોસ્પિટલ જોવી છે? ઓપરેશન જોવું છે? પાર્ટીઓમાં જવું છે? (અને બે-ત્રણ ગોઠવેલી પાર્ટીઓ જણાવી) રેડિયો પર

ઇન્ટરવ્યુ આપવો છે ? છાપામાં કંઇ લખવું છે ?....’ મારા આનંદનો પાર ન રહ્યો. મેં કહ્યું: ‘મારાથી થઇ શકે એટલું બધું કરવું છે, પણ થોડા દિવસ પછી. બે–ચાર દિવસ તો બસ આરામ કરવો છે.’

પણ બીજે દિવસે બાનો કાગળ આવ્યો તેમા લખ્યું હતુંઃ ‘આરામ તો મુંબઇમાં આવીને જેટલો કરવો હશે તેટલો થશે, ત્યાં આળસમાં સમય ન બગાડીશ. જેટલું જોવાય તેટલું જોજે, જેટલું ફરાય તેટલું ફરજે, જેટલું શીખાય તેટલું શીખજે.’ મારા મનમાં આ વસી ગયું અને મેં તરત બેઠીને કહ્યું: ‘મેં આરામ કરી લીધો, હવે તમે જે ગોઠવ્યું હોય તે કરવા હું તૈયાર છું.’

બીજે દિવસે અમારા આખા જૂથે મેયર શેન્કલીનને મળવા જવાનું હતું. મેયર રિપબ્લીકન પાર્ટીના છે. આનંદી અને મળતાવડા સ્વભાવના હોવાને કારણે ઘણા લોકપ્રિય છે. ત્યાં પણ ટેલીવીઝનના માણસો અને ફોટોગ્રાફરો હતા. અમને બધાને યાદગીરી માટે તેમણે બોલપોઇન્ટવાળી પેન આપી અને વેસ્ટ વર્જિનિયાની એક ચોપડી આપી. એ ચોપડી પર એમના હસ્તાક્ષર પણ આપ્યા. ત્યાંથી અમે ચાર્લસ્ટનનું એરોડ્રોમ જોવા ગયા. આપણા મુંબઇના એરોડ્રોમની સરખામણીમાં તો તે તદ્દન સામાન્ય લાગ્યું, પરંતુ તેની વિશેષતા એ હતી કે ડુંગરોનાં શિખરો કાપીને તે બનાવવામાં આવ્યું હતું. આખું વેસ્ટ વર્જિનિયા ડુંગરો, ખીણો ને નદી–નાળાંઓથી ભરપૂર છે. ચારે બાજુ વનરાઇ છાયેલી નજરે પડે છે. આ બધું બહુ જ સુંદર લાગતું હતું, પરંતુ

એ લોકો કહેતાં: 'બરફ પડવાનો શરૂ થાય તે પહેલાં વૃક્ષોનાં પાન રંગ બદલે છે. કોઈ લાલ. કોઈ ગુલાબી, કોઈ પીળા, કોઈ સોનેરી વગેરે રંગનાં પાંદડાંથી કુદરત ઓર ખીલી ઊઠે છે.' ખરેખર ત્યારે તો ખૂબ જ સુંદર લાગતું હશે. અત્યારે તો એ દૈવી કલાકારે પીછીમાં એક જ રંગ લઈ ફલકને ભરી દીધું હતું. તે વખતે તો જુદા જુદા રંગોના છાંટણાથી ચિત્ર કેટલું સુંદર લાગતું હશે તેની આપણે કલ્પના કરી શકીએ.

એરોડ્રોમ ઘણી ઊંચાઈએ હતું, પરંતુ તેની ચારે તરફ ચોકી કરતા અડગ શિખરોને કારણે જાણે ખાઈમાં આવી પડ્યું હોય એવું લાગતું હતું. એટલામાં એક ડાકોટા વિમાન ઊતરતું દેખાયું. શ્રીમતી શેફર્ડે અમારા સૌનું એ તરફ ધ્યાન ખેંચ્યું. એમનો સૂર એવો હતો કે જાણે અમે વિમાન કોઈ દિવસ જોયું ન હોય અને અમને બતાવતાં હોય! અમે એકબીજાને કહેવા લાગ્યાં: 'છેક મુંબઈથી આટલે દૂર બોઈંગમાં આવ્યા છીએ ને આ ડાકોટા બતાવે છે!' પણ અમે અમુક અમેરિકન રીતભાત શીખી ગયા હતા એટલે કંઈ ગમે–ન ગમે, પણ મોઢે તો વખાણ જ કરવાનાં!

બીજે દિવસે બેટી સાથે હું ફરવા નીકળી. અમે ઇન્ડિયન મોન્ડ જોયું. એ એક ટેકરી હતી. તેની નીચે રેડ ઇન્ડિયનો મૃતદેહોને દાટતા હતા. અત્યારે તો ત્યાં રેડ ઇન્ડિયનોની વસતી પણ નથી. પછી અમે સેન્ટ આલબન્સ નામનાં એક નાના ગામમાંથી પસાર થયાં. ત્યાં જૂની

ઢબના બંગલાઓ હતા. આખા ગામમાં અમને એક માણસ પણ ન દેખાયો. કોઇ જાતની કયાંય પ્રવૃત્તિ પણ નહીં! ત્યાંના લોકો એને 'ઊંઘતા ગામ' તરીકે ઓળખે છે. લોકો ગામ છોડીને ચાલ્યા જાય ને ગામ જેવું ઉજ્જડ બની જાય, ન ગમે તેવી શાંતિ છવાઇ જાય એવું એ લાગતું હતું. ત્યાર પછી અમે મોરગન મ્યુઝિયમ જોયું નેવું વર્ષની ઉંમરના શ્રી મોરગન અને એંશી-પંચ્યાશી વર્ષનાં શ્રીમતી મોરગન, ગામથી દૂર દૂર જંગલની ઝાડીમા લાકડાના એક ખખડધજ ઘરમા રહે છે. એમના કરતાંયે મોટી ઉંમરનું એમનું ઘર છે! શ્રી મોરગનને પ્રાણીઓ અને પક્ષીઓનો શિકાર કરવાનો શોખ છે. એમણે મારેલા પ્રાણીપક્ષીમાં મસાલો ભરી આ મ્યુઝિયમ બનાવ્યું છે આટલે દૂર જો કોઇ જોવા આવે અને ત્યાં રાખેલી દાનપેટીમા જો કોઇ પૈસા નાખે તો એ જ તેમની કમાણી આટલી ઉંમર થયા છતાં તેમનો ઉત્સાહ તો એવો હતો કે હજીયે જો કોઈ તેમને સાધનો આપે તો શિકાર કરવા નીકળી પડે! બેટીએ કહ્યું: 'વેસ્ટ વર્જિનિયાની વિશિષ્ટતા ધરાવતું, જગત સાથે કોઇ પ્રકારનો સંપર્ક ન રાખતા માત્ર ભૂતકાળમાં જ જીવતું આ દંપતી છે.'

ખરેખર તો ત્યાં ખાસ કઇ જોવાનુ નહોતુ, પરંતુ અમેરિકામાં એક બાજુ જ્યાં અવકાશયાત્રીઓના ઉડ્ડયન થાય છે ત્યાં બીજી બાજુ ભૂતકાળમા જીવતા આવા લોકો પણ વસે છે એ ખરેખર લેવા જેવો અનુભવ હતો.

*

## ૫ : વધુ અનુભવ

બેટીનો ધર્મ ખ્રિસ્તી છે અને તેમનું ચર્ચ (દેવળ) પ્રોસ્બેટેરિયન ચર્ચના નામથી ઓળખાય છે. દર રવિવારે એમના ચર્ચમા પાદરી ઉપદેશ આપે અને આખા ગામના પ્રોસ્બેટેરિયન લોકો ત્યા ભેગા થાય. હું પણ એક રવિવારે બેટી સાથે ત્યાં ગઇ. આ ચર્ચમાં જવાનો મારા માટે આ પહેલો જ પ્રસંગ હતો. સૌએ જાતજાતની હેટથી માથાં ઢાકયાં હતાં. મેં બેટીને પૂછયું: 'મારે શું કરવું?' એમણે કહ્યું: 'તારે માથુ ઢાંકવાની જરૂર નથી.' બેટીનાં મા–બાપુજી ત્યાં બેઠા હતાં. હું એમની બાજુમાં જઇને બેસી ગઇ. અમારા સૌની બેઠક સામેના મેજના ખાનાંઓમાં પ્રાર્થનાઓનું પુસ્તક, એક છાપેલી પત્રિકા અને એક કાર્ડ પડયાં હતાં. કાર્ડ ઉપર લાલ રંગની રીબીન ટાંચણીથી ભરાવેલી હતી. કાર્ડ પર લખેલું હતું: 'જો તમે મહેમાન હો તો આ રીબીન તમારા ખભા પર લગાવો જેથી સૌને તમારી મહેમાનગતી કરવાની તક મળે.' મેં તરત

સ્ક્રીન લગાવી દીધી. પત્રિકામાં તે દિવસનો કાર્યક્રમ લખ્યો હતો. પુસ્તકમાં જે પ્રાર્થનાઓ હતી, તેમાંની ત્રણ તે વખતે ગાવાની હતી. જ્યારે પ્રાર્થના ગાવાની હોય ત્યારે સૌએ ઊભા થવાનું અને એક સાથે ગાવાનું. ચર્ચનું વાદ્યવૃંદ અને ગાયકવૃંદ પણ હતું. વાજિંત્રોમાં તો માત્ર ઓરગન હતું. ઓરગન દરેક ચર્ચનું ખાસ વાજિંત્ર હોય છે. પ્રાર્થનાના સૂર અત્યંત મધુર હતા, પ્રાર્થના પણ સરસ અને સરળ હતી. તેના ધાર્મિક તત્ત્વને બાજુએ મૂકી દઈએ તો યે એક કાવ્ય તરીકે પણ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે એવી તે ભાવવાહી હતી. આપણા ઋગ્વેદની ઋચાઓ અને આ પ્રાર્થનાઓના સૂક્ષ્મ ભાવ વચ્ચે મને બહુ ફેર ન દેખાયો. બન્નેમાં અજ્ઞાત શક્તિની મહત્તા સમક્ષ શિશ ઝુકાવવાનું હતું. ફ્રીપોર્ટમાં એક રવિવારે હું કેથોલિક ચર્ચમાં ગઈ હતી. પણ એમાં વિધિનું પ્રમાણ એટલું હતું કે મને કશી સમજ જ પડી નહોતી. આ ચર્ચના વિધિમાં માત્ર પ્રાર્થનાઓ હતી એટલે હું તેમાં સહેલાઈથી ભાગ લઈ શકી. લગભગ પોણા કલાકે બધું પૂરું થયું. અમે જેવા ઊભા થયાં કે અમારી આસપાસ ટોળુ એકઠું થઈ ગયું. ચર્ચમાં આવનારાઓમાં નેવું ટકા હતા વૃદ્ધો અને એમાં યે નેવું ટકા વૃદ્ધાઓ! પછી તો કોઈ મારા વાળ પકડે, કોઈ પાટલી ખેસવી ચંપલ જુએ, કોઈ ચાંલ્લાને અડે અને 'ખૂબ સુંદર—ખૂબ સુંદર....' બોલ્યાં કરે. બેટીના બા તો મને ભેટીને જ ચાલ્યાં કરે અને સૌને કહેતાં

જાય, 'મારી દીકરીની દીકરી છે. ઇન્ડિયાથી આવી છે.' બહાર મુલાકાતીઓ માટેનો એક ચોપડો હતો એમાં મારે સહી કરવાની હતી અને મારું સરનામુ લખવાનું હતું. એમા લખવાનું પૂરું થયું ત્યા તો જે પાદરી ઉપદેશ આપના હતા તે બહાર આવ્યા. તેઓ અત્યાર સુધી એક પણ હિંદીને મળ્યા ન હતા. એમણે મારી સાથે ફોટો પડાવ્યો, તેમના દીકરાને બોલાવી તેની સાથે પણ ફોટો પડાવ્યો. તે દિવસે સાંજે ચર્ચ તરફથી એક સંમેલન હતું. એનું નામ હતું, 'યંગ એડલ્ટ ગેધરીંગ' પરતુ સમિતિના કાર્યકર ભાઈબહેનો સિવાય બધાં નાનાં જ હતાં' ત્યાં ત્રણ પાદરીઓ આવ્યા હતા. તેમાંના એક પાદરીનુ નામ હતું શ્રી પોલ અને તેમના પત્નીનું નામ હતું શ્રીમતી મેરી. તેઓ મિશનરીઓની સંસ્થા તરફથી બ્રાઝિલ જતા હતાં. એ પહેલાં તઓ પાંચ વર્ષ કોંગો હતા. એમણે કોંગોની વાતો કરી. મારી ઓળખાણ ધમામથી અપાઇ. ત્યારબાદ બધાએ થોડો નાસ્તો કર્યો અને પાદરીઓ મારી સાથે ધર્મની વાતો કરવા લાગ્યા. જૈન ધર્મ વિશે તેઓ કાઇ જ જાણતા ન હતા. હુ તેમને એ વિશે થોડુ કહી શકી તેથી મને આનદ થયો પરતુ તેમને તો મુખ્ય રસ હતો ખ્રિસ્તી ધર્મમા. ભારતમાં તેનો ફેલાવો કેવો છે. પ્રચાર થાય છે કે નહીં, લોકોને એ ધર્મ પ્રત્યે માન છે કે કેમ વગેરે પ્રશ્નો તેમણે પૂછયા

એ અઠવાડિયું તો ખૂબ ધમાલમા ગયું હતુ. બીજે દિવસે હું બેટીનાં બહેનપણી શ્રીમતી મેકનીલ સાથે વેસ્ટ

વર્જિનિયાં સ્ટેટ કૉલેજમાં ગઇ હતી' એ કોલેજ ચાર્લ્સ્ટનની પશ્ચિમે દસ માઇલ દૂર કનાવા જિલ્લામાં આવેલી છે. તે ૧૯૫૪ સુધી માત્ર નીગ્રો વિદ્યાર્થીઓ માટે હતી. ૧૯૫૪ માં જ્યારે ગોરાઓને દાખલ' કરવામાં આવ્યા ત્યારે નીગ્રો વિદ્યાર્થીઓએ તેમને ઘણી સ્વાભાવિકતાથી સ્વીકારી લીધા હતા. મિસિસિપી યુનિવર્સિટી જેવું ધાંધલ ને દેખાવો નીગ્રો વિદ્યાર્થીઓએ કર્યાં નહોતા. જો કે ગોરાઓને એવું બધું થવાનો ડર હતો ખરો. અત્યારે લગભગ અર્ધા ઉપરાંત વિદ્યાર્થીઓ ગોરા છે. પ્રાધ્યાપકોનો મોટો ભાગ નીગ્રો છે. કૉલેજની માહિતી આપતું એક પરિપત્ર મને આપવામાં આવ્યું હતું અને એમાં નીગ્રો–ગોરા વચ્ચે કેવી મૈત્રી થઈ ગઇ છે, વગેરે જણાવ્યું હતું, પરંતુ મને તો એવું ખાસ કંઇ દેખાયું નહીં. મેં એ કૉલેજમાં ત્રણ વર્ગો ભર્યા હતા. ત્રણમાંથી બે વર્ગમાં નીગ્રો અને ગોરા વિદ્યાર્થીઓ સાથે નહોતા બેઠા. ત્યાર પછી શ્રીમતી મેકનીલે મને ત્યાંના કાફેટેરિયામાં જમવા લઈ ગયા. કાફેટેરિયામાં જતા રસ્તામાં હોસ્ટેલનું એક મકાન આવ્યું. એમાં બધા નીગ્રો જ હતા. બહાર પણ માત્ર નીગ્રો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ટોળે વળીને ઊભાં હતાં. મેં શ્રીમતી મેકનીલને પૂછયું: 'આ હોસ્ટેલ માત્ર નીગ્રોની છે?' તેમણે કહ્યુ: 'છે તો નહીં', પરંતુ અહીં બધા નીગ્રો જ રહે છે.' આમ તેઓ સાથે હોવા છતાં જુદાં હતા. ચાર્લ્સ્ટનની મધ્યમાં કનાવા નદીને કિનારે મોરિસ હાર્વે નામની મોટી કૉલેજ આવેલી છે. એ ખાનગી સંસ્થા-

દ્વારા ચાલે છે. તેમાં માત્ર ગોરાઓને દાખલ કરવામાં આવે છે. શ્રી ચિલ્ટન કહેતા હતા કે થોડા સમય પહેલાં એમાં નીગ્રોને દાખલ કરવાનો હુકમ બહાર પડી ગયો છે. એક દિવસ ટેલિવિઝન પર મેં સમાચાર જોયા. તેમાં સેન્ટ જ્યોર્જિયાનામાં અચાનક એક દિવસ નીગ્રો માટે તરવાના 'પુલ,' લાયબ્રેરી વગેરે બંધ કરી દેવામાં આવ્યાં હતાં. વળી નીગ્રો અંદર ઘૂસી ન જાય તેની તકેદારી રાખવા ત્યાં ભરેલી પિસ્તોલે પોલીસો ઊભા હતા. ચાર્લસ્ટનમાં પણ નીગ્રો લોકોનાં રહેઠાણ અને ગોરાઓનાં રહેઠાણ જુદા જુદા લત્તામાં હતાં. મને તો એવો ખ્યાલ હતો કે માનવ-સ્વતંત્રતાનું પૂજક અને પ્રગતિશીલ અમેરિકા હવે નીગ્રો અને ગોરાની પંચાત નહીં કરતું હોય, પરંતુ એક કુટુંબમાં આટલો સમય રહેવાથી મને ખબર પડી કે નીગ્રો ક્યાં છે ને ગોરાઓ ક્યાં છે! બીજી કોલેજોમાં પ્રવેશપત્ર ભરતી વખતે પોતે નીગ્રો છે કે ગોરા તે પણ જણાવવું પડે છે, જ્યારે સ્ટેટ કોલેજમાં વિદ્યાર્થીઓના રંગ ન જોતાં તેમની આવડત ધ્યાનમાં લઈ પ્રવેશ અપાય છે.

ચાર્લસ્ટનમાં દરેકને ત્યાં ઘરકામ કરવા થોડા કલાક માટે પણ જે મદદનીશ (તેઓ નોકર શબ્દ ન વાપરતાં હંમેશાં 'હેલ્પર' શબ્દ વાપરે છે) આવતા તેમાં પંચાણુ ટકા નીગ્રો જ હતા. ન્યૂયોર્કમાં કોઈને આવી જાતિ જોવાની ફુરસદ નથી રહેતી એટલે ત્યાં તો ગોરા પણ હેલ્પર હતા, પરંતુ ચાર્લસ્ટનમાં મેં જોયું

કે આ 'હેલ્પર' પ્રત્યે સૌને લાગણી ઘણી હોય છે. અમારે ત્યા જે નીગ્રો બહેન આવતા હતા તેમનું નામ શ્રીમતી રુથ હતું. બહુ જ માયાળુ હતા અને શ્રીમતી ચિંટન તેમનુ માન પણ બહુ ગણતા હતા. એક દિવસ હુ મારા રૂમમા સૂતી સૂતી છાપું વાંચતી હતી ત્યા બેટી આવ્યા. એમનું મોઢુ લાલ લાલ થઇ ગયું હતુ, આંખોમા આસુ ધસી આવ્યાં હતા હંમેશ સ્મિત વેરતા બેટીને આજે શું થયુ ? પણ ત્યાં જ એ બોલ્યા : 'વર્ષા, આને ઘરે જે હેલ્પર છે ને, તેને કેન્સર થયું છે અને ડોક્ટરે કહ્યુ છે કે તે સાજી નહીં થઇ શકે! હવે તે મરી જશે' અને એ ધ્રુસકે ધ્રુસકે રડી પડયાં. 'હેલ્પર' સાથે પણ કેટલી માયા બંધાઇ જાય છે! રુથને ઘરમા જે કરવું હોય તે કરવાની છૂટ રેફ્રિજરેટર ખોલી એમને જે ગમે તે ખાવાની છૂટ. બેટીના બાપુજી મારે માટે ચોકલેટનો ડબ્બો લાવ્યા હતા. મેં એ ડબ્બો રસોડામા રાખ્યો હતો એક દિવસ નેડ બહારથી આવીને એ ડબ્બો ખોલ્યો ને અંદરથી એક ચોકલેટ ઉપાડી. બેટીએ કહ્યું : 'એ વર્ષાની છે.' અને નેડે મૂકી દીધી સદ્ભાગ્યે હું ત્યા જ હતી એટલે મેં આગ્રહ કરી નેડને ખવડાવી. પછી તો એ લોકો પોતાની મેળે ખાવા લાગ્યા રુથને પણ જ્યારે ઇચ્છા થાય ત્યારે તે એ ખોલીને ખાઈ લેતી કોઇથી એને કઇ કહેવાય નહી, અને એ સાઝું જ હતું. નીગ્રો અને ગોરા વચ્ચે આવો લાગણીનો સંબંધ જોઇ મને ખૂબ આનંદ થયો. અમે સૌ

રૂથનું વડીલ જેવું જ માન રાખતાં હતાં.

તે દિવસે સાંજે હું 'સીટી હૉલ'માં ગઈ હતી. અમારા લત્તાના પ્રતિનિધિ શ્રીમતી વેન્ડરવિલ્ટ મને ત્યાં લઈ ગયા હતાં. તે દિવસે શહેર સમિતિની બેઠક હતી. અમે દસેક મિનિટ વહેલા પહોંચ્યા હતાં એટલે શ્રીમતી વેન્ડરવિલ્ટે મને મેયર શેન્કલીન સાથે ઓળખાણ કરાવી. તેમણે તરત કહ્યું : 'હું એમને ઓળખું છું. અમે અગાઉ મળ્યા હતાં!' શહેરના વ્યવસ્થાપક, પોલીસ કેપ્ટન, સીટી કલાર્ક અને બીજા અનેક પ્રતિનિધિઓને હું મળી. બરાબર આઠ વાગે સૌ પોતપોતાની ખુરશી પર બેસી ગયાં. શહેરના પાદરીએ પ્રાર્થના કરી. પછી હાજરી પુરાઈ. ત્યારબાદ મેયર શેન્કલીન ઊભા થયા અને સૌને મારી ઓળખાણ આપ્યા બાદ બોલ્યા : 'ચાર્લ્સ્ટન વતી હું તમારું સ્વાગત કરું છું. તમે ઊભા થશો?' હું ઊભી થઈ. અને બધા પ્રતિનિધિઓ ઊભા થયાં, પબ્લિક ગેલેરીમા બેઠેલા પુરુષો ઊભા થયા અને તાળીઓ પાડી મારું સ્વાગત કર્યું. હું પણ ક્યાંકની પ્રતિનિધિ હોઉં, મેં કોઇ મોટું કામ કર્યું હોય ને સૌ મને માન આપતાં હોય એવું મને લાગવા માંડયું! પછી તો કામકાજ શરૂ થયું. ફરિયાદો વંચાવા લાગી. મોટાભાગની ફરિયાદો રસ્તા પરના ખોદકામ વિશેની જ હતી. સાડાઆઠે મારે નીચે જઈ બેટીને મળવાનું હતું એટલે શ્રીમતી વેન્ડરવિલ્ટની રજા લઇ હું ઊભી થઇ. એ વખતે શહેરના વ્યવસ્થાપક એક ફરિયાદ

વાંચતા હતા. આખા ખંડમાં શાંતિ હતી. હું બિલ્લીપગે ચાલવા લાગી. દરવાજા સુધી પહોંચી ત્યાં અવાજ આવ્યો : 'ગુડબાય.' પાછળ ફરી જોયું તો મેયર શેન્કલીન હાથ ઊંચો કરી મને 'ગુડબાય' કહેતા હતા! એકદમ આનંદમાં આવી જઇ મેં પણ કહ્યું : 'ગુડબાય' અને હું નીચે આવી. બેટીની મોટર મને કયાંય દેખાઇ નહીં એટલે હું રાહ જોતી ઊભી રહી. ત્યાં એક બહેન પાંચ–સાત વર્ષનાં બે બાળકોને લઇને ત્યાંથી પસાર થયાં. મને જોઇને બોલ્યાં : 'મેં તમારા જૂથનો ફોટો છાપામાં જોયો હતો. આખા જૂથમાં મને તું સૌથી વધુ ગમી. (પણ આવું તો અમે રોજ સાંભળતાં હતાં. ત્યાં તો જે મળે તેને એમ જ કહેવાનું કે તું સૌથી સુંદર છે!) મારાં બાળકોને તમને મળવાની બહુ જ ઈચ્છા છે.' મેં કહ્યું: '૧૫મી ઓગસ્ટ અમારો સ્વાતંત્ર્ય દિન છે. અમે સેન્ટ જોન્સ પેરિશ હાઉસમાં એક નાનો કાર્યક્રમ આપી એ દિવસ ઊજવવાના છીએ. તમે સૌ જરૂર આવજો!' ત્યાં જ બેટીનો અવાજ સંભળાયો અને હું પેલાં બહેનથી છૂટી પડી.

બેટી અને હું 'બેબી શાવર'માં જતાં હતાં. કેથી રીધમને ઘેર જવાનું હતું. કેથી નેડની ઓફિસમાં કામ કરે છે. આપણે જેને સીમંત કહીએ છીએ તેને તેઓ 'બેબી-શાવર' કહે છે. કેથી સગર્ભા હતી. આપણે ત્યાં થનાર માતાને સૌ શણગારે. જાતજાતની ભેટસોગાદો આપે જ્યારે આમાં કેથીને તો કંઇ નહીં, પણ તેની બહેનપણીઓ

આવે અને થનાર બાળક માટે ભેટસોગદો લાવે. એ ભેટમાં ઘરને શણગારવાનું કે રસોડામાં ઉપયોગી થાય એવું કંઇ નહીં, પણ ઝબલાં, બાળોતિયાં, રજાઇ, રમકડાં, મોજા વગેરે હતું. સૌએ પોતપોતાની વસ્તુ આવતાંની સાથે બ જુમાં પડેલા એક ટેબલ પર મૂકવાની. પછી રમત રમાય. એ રમતો થનાર બાળક અને તેના માતાપિતાની મજાકની જ હોય. ત્યાર પછી કેથીની પાસે ભેટના ખડકલાવાળું ટેબલ મૂકવામાં આવ્યું. કેથીએ એક પછી એક ભેટ ખોલવાની, જેની ભેટ પહેલી ખૂલે તેને કેથી તરફથી એક ભેટ મળે, જેની ભેટ સાતમી ખૂલે તેને વિશે એવી મજાક થાય કે આવતે વર્ષે તેને ઘરે 'બેબીશાવર' થશે! અને જેની છેલ્લી ખૂલે તેને પણ કેથી ભેટ આપે. મારી ભેટ પહેલી ખૂલી હતી. નેડની સેક્રેટરી જોયસની ભેટ સાતમી ખૂલી હતી. આ ભેટમા પણ એવું કે જે ગુલાબી ભેટ લાવ્યું હોય તે બેબી થાય એમ ઇચ્છે છે અને જે ભૂરી ભેટ લાવ્યું હોય તે બાબો થાય એમ ઇચ્છે છે. મારી ભેટ ગુલાબી હતી (અને નેડનો કાગળ આવ્યો હતો તેમાં લખ્યું હતું કે કેથીને બેબી આવી છે!) કેથી એક પછી એક ખોલે અને પસાર કરે. સૌ જોઇને બોલે: 'અહાહા! કેટલું સુંદર! કેટલું ઉપયોગી!....' ત્યારબાદ બાળક માટે કેક કપાય અને સૌએ કેક ખાવાની ને શરબત પીવાનું, આમ તેમ ગપાટા મારી છૂટા પડવાનું.

બીજે દિવસે મારે નેડની ઓફિસ જોવા જવાનું

## ૬. અખબારી કચેરી

સવારે સાડાદસ વાગે શ્રી ચિલ્ટન ઓફિસે જવા તૈયાર થયા, હું પણ તૈયાર થઇ અને અમે 'ફટફટ'માં બેસી શહેરના મુખ્ય રસ્તા પર આવેલી ચાર્લસ્ટન ગેઝેટની ઓફિસમાં આવ્યાં. ત્યાં મોટર ઊભી રાખવાનાં સ્થળો ઓફિસમાં કામ કરનારના દરજ્જા પર આધારિત છે. નેઠ માલિક હોવાથી તેમની મોટર ઊભી રાખવાની જગ્યા ઓફિસના મકાનની બાજુમાં જ હતી. ફોટોગ્રાફરની જગ્યા પણ બાજુમાં જ, કારણ કે તેને મોટરની અચાનક જરૂર પડે. પરંતુ સાધારણ રીપોર્ટર હોય તો તેની જગ્યા ઓફિસથી એકાદ-બે ફર્લાંગ દૂર હોય.

ચારેક માળનું આ મકાન હતું. મુખ્ય રસ્તા પરથી દાખલ થઇએ તો પહેલા જાહેરખબર વિભાગ આવે. બીજે માળે લિફ્ટની એક બાજુ 'ચાર્લસ્ટન ગેઝેટ'ની ઓફિસ અને બીજી બાજુ 'ડેઇલી મેલ'ની ઓફિસ. 'ગેઝેટ' સવારનું

છાપું છે. ચાર્લસ્ટન આખામાં માત્ર આ બે જ દૈનિક વર્તમાનપત્રો છે. એમાં ગેઝેટ સવારનું હોવાથી આખા રાજ્યમાં તેનો ફેલાવો સૌથી વધુ હોય તે સ્વાભાવિક છે. આ બે પત્રોની માલિકી જુદી અને તંત્રીવિભાગ જુદો, બાકીના બધા એટલે કે ધંધાદારી વિભાગો સાથે ! છપાય પણ એક જ મશીન પર અને ખૂબીની વાત એ છે કે દર રવિવારે તેઓ 'ચાર્લસ્ટન ગેઝેટ–મેલ' નામનું સાથે છાપું કાઢે અને તે સવારનું હોય ! આમ જુઓ તો 'ગેઝેટ' ડેમોક્રેટ પક્ષતરફી છે અને 'મેલ' રિપબ્લીકનતરફી છે, પરંતુ રવિવારના તેમના અગ્રલેખ તટસ્થ હોય 'ગેઝેટ' દરરોજ ૧૨ પાનાનું નીકળે છે. છેલ્લાં ચાર પાનાં માત્ર કાર્ટૂનનાં અને આગળનાં સમાચારના પાનામાં મોટાભાગની તો જાહેર-ખબર જ. સમાચારોમાં પણ વધુ સમાચારો ચાર્લસ્ટનની સામાજિક બાજુનાં, કોનાં લગ્ન થયાં, કોનું સગપણ થયું અને કોને ઘરે બાળક આવ્યું એ પત્રનું મુખ્ય આકર્ષણ. રવિવારે એમાં જાતજાતના લેખ અને વિભાગો આવે છે.

નેડની સેક્રેટરી જોયસ અને ત્યાંના સરક્યુલેશન મેનેજર સાથે મેં આખું મકાન જોયું. ચિત્ર, કાર્ટૂન, ફોટો-ગ્રાફી બ્લોક, રેડિયોફોટો, જાહેરખબર વ્યવસ્થા, સરક્યુ-લેશન વગેરે વિભાગો જોયા. છેક ઉપલે માળે કમ્પોઝનો વિભાગ હતો. ત્યાં ટાઈપો છૂટા ન હતા પરંતુ લાઈનો ટાઈપ મશીન પર બધું થતું હતું. સીસાના બીબા ઢળાતાં હતાં, પ્રૂફો તપાસાતાં હતાં અને ત્યાંથી પાટા પર સરકતાં

બીજાં છેક નીચે આવેલા મશીનના વિભાગમાં પહોંચતાં હતાં. મશીન પણ જંગી હતું. કલાકની ૪૦,૦૦૦ પ્રતો છપાતી હતી. છપાતી પ્રતો તારના પાટાઓ પર સરકતી નીચેના વિભાગમાં આવતી હતી. તેની દસ દસની ઢગલીઓ થતી હતી. મશીનથી તેનાં પેકેટ વળાતાં હતાં અને બહાર ઊભેલા ફેરિયાઓને આપવામાં આવતાં હતાં. કાગળના રીમનો ભંડાર તો જંગી હતો. આમાંનું ઘણું બધું જોયસે પણ જોયું ન હતું એટલે અમને બંનેને ફાયદો થયો. બધું જોઇને હું નેડની કૅબિનમાં ગઈ ત્યારે એમણે જોન મોરગન નામના એક રીપોર્ટરને બોલાવ્યા અને મારી સાથે ઓળખાણ કરાવી. તેઓ સમાચારો કઇ રીતે એકઠા કરે છે તે જોવા મારે એમની સાથે જવાનું હતું. ઓફિસમાંથી નીકળીને અમે નાકા પર આવેલી પ્રેસકલબમાં ગયાં. એ કલબ આ વર્તમાનપત્રોનાં માણસો માટે હતી. નેડ પણ દરરોજ ત્યાં જ જમતા હતા. એમાં દાખલ થવા માટે પ્રેસકાર્ડ બતાવવું જરૂરી હોય છે. મારી પાસે એ વખતે તો પ્રેસકાર્ડ નહોતું, પણ મારો ભારતીય પહેરવેશ બધે કાર્ડનું કામ કરતો હતો! જો કે બીજે જ દિવસે નેડે મને મારો ફોટો લગાવેલું પ્રેસકાર્ડ આપ્યું. અને આમ મને જ્યાં જવું હોય ત્યાં જવાની સત્તાવાર છૂટ મળી, પરંતુ મારે તે બતાવવાનો અવસર ક્યાંય આવ્યો નહીં.

પ્રેસકલબ આલીશાન હતી: પીરસનાર બહેનો નમ્ર અને ચપળ હતી. ખાવાનું પણ ઉત્તમ પ્રકારનું હતું.

મારે તો બાફેલાં શાકભાજી અને ફળો ખાવાનાં હતાં. શ્રી મોરગને પણ એવું જ ખાધું. ત્યાંથી અમે કેપીટોલમા ગયાં. વોશિન્ગ્ટનમાં આવેલા કેપીટોલની અનુકૃતિ જેવુ જ એ હતું. સરકારી કચેરીઓ એ ઇમારતમાં આવેલી છે. પહેલાં બે છૂટાં મકાનો હતા, પરંતુ એ નાનાં પડ્યા એટલે બંનેને જોડતું આ કેપીટોલ રચાયું. ૧૯૩૨માં એ પૂરું થયું અને તેનો ખર્ચ ૧,૦૦ ૦૦૦ ડોલર આવ્યો હતો. આજના ભાવતાલ જોતા ૧૮,૦૦,૦૦૦ ડોલરથી ઓછામાં પતે નહીં એમ શ્રી મોરગને મને કહ્યું. એમા વરમોન્ટ રાજ્યના આરસના પથ્થરો છે યુરોપમાંથી પણ આરસ લાવવામાં આવ્યો છે. કાચનાં મોટા ઝુમ્મરો–હજાર હજાર ટુકડાઓ ગોઠવીને બનાવેલા ઝુમ્મરો કેપીટોલની શોભામાં વધારો કરે છે. કેપીટોલમાં દાખલ થતાં જ બંને બાજુની દીવાલ પર ગવર્નરોનાં તૈલચિત્રો લગાવેલા છે. ગવર્નરનો ખાસ રંગ ઝાંખો ભૂરો કહેવાય કે એટલે એમની કચેરીની દીવાલો પર એવો રંગ હતો. બીજી કોઇ કચેરીમાં એ રંગ લગાવી ન શકાય. મેપલનું પાન અને રૂ્હોડોડેન્ડ્રોનનાં ફૂલ એ રાજ્યની વિશેષતા છે. ગવર્નરના ખંડમાં અને કેપીટોલમાં અનેક સ્થળે આ પાન અને ફૂલની કોતરણી જોવા મળી. પચાસ ટનના વજનવાળા કોતરણી કરેલા કાંસાના દરવાજા જોયા. કેપીટોલની અંદરની ચેમ્બરો જોઇ. એમાં દરેક સભ્યના ટેબલ પર ત્રણ બટનો હતાં. સામેની દીવાલ પર એક બોર્ડ હતું અને તેના પર દરેકનાં

નામો હતાં. નામની આગળ લાલ અને લીલી 'લાઈટ' હતી. મત લાઈટથી અપાતા હતા. સભ્ય પોતાની જગ્યા પરથી જે બટન દબાવે એ પ્રમાણે લાઈટ થાય. એક ચોથું બટન પણ હતું. સભ્યને જ્યારે કંઈક બોલવાની ઇચ્છા હોય ત્યારે તેણે તે બટન દબાવવાનું જેથી માઇકની વ્યવસ્થા કરનારને એના ટેબલ પરના માઇકને ચાલુ કરવાની સમજ પડે. કેપીટોલના ગાઇડનું નામ હતું માઇક. ૧૮ વર્ષનો છોકરો હતો પણ શું કડકડાટ બોલ્યે જતો હતો! આમ તો તે સ્કૂલમાં ભણતો હતો પણ ઉનાળાની રજામાં અહીં ગાઇડની નોકરી કરતો હતો. દરેક સાલ, આંકડાઓ, નામો બધું, વચ્ચે શ્વાસ પણ લીધા વિના ઝપાટાબંધ બોલી નાખતો હતો.

એક ચેમ્બરમાં તે અમને ગુમ્મર વિષે કહેતો હતો ત્યાં શ્રી મોરગનના ખિસ્સામાં ઘંટડી વાગી. એમણે એક બેટરી જેવું બકાર કાઢ્યું અને બટન દબાવીને ઘંટડી બંધ કરી. એ વખતે બીજા પણ મુલાકાતીઓ ત્યાં આવેલાં હતાં. બધાં આશ્ચર્યથી શ્રી મોરગન સામે જોઈ રહ્યાં. એ સાધનનું નામ 'બેલબોય.' જ્યારે આ પ્રકારની ઘંટડી વાગે ત્યારે તેમની કચેરીમાં તેમનું કામ છે, એમ સંદેશો મળ્યો કહેવાય એટલે એમણે તરત ઓફિસમાં ટેલિફોન કરવાનો. આ વાયરલેસ-બિનતારી સંદેશા જેવું જ આમ તો કહેવાય. ખિસ્સામાં પડ્યું હોય અને બહારની કોઈ વસ્તુ સાથે તેનું જોડાણ ન હોય. દરેક બેલબોયને નંબર

હોય.' ટેલિફોન કંપનીમાં ફોન કરી એ નંબરે ડાયલ કરવાનું કહેવામાં આવે. જેવો નંબર ડાયલ થાય કે અહીં ઘંટડી વાગે! મારી બહેનપણી એનના બાપુજીને પણ કંપની તરફથી બેલબોય આપવામાં આવેલું. ઓફિસમાં જ્યારે રજા હોય ત્યારે એ લોકો તેમના બાપુજીને આ રીતે સંદેશો મોકલે. ઘંટડી વાગે ને ઓફિસ બંધ હોય એટલે એ સમજી જાય કે એમણે ઘરે જ ફોન કરવાનો છે.

કૅપીટોલમાં એક નાનું મ્યુઝિયમ પણ છે. તેમાં વિશ્વયુદ્ધ વખતના સૈનિકોના પહેરવેશ, હથિયારો, મસાલો ભરેલાં પ્રાણી ને પક્ષીઓ વગેરે છે. શ્રી મોરગને મને કહ્યું: 'મારા એક કાકા છે, એમને આ બધાંનો બહુ શોખ છે. આ પ્રાણી-પક્ષીઓ એમણે જ મ્યુઝિયમને આપ્યાં છે.' મેં કહ્યું: 'મેં મોરગન મ્યુઝિયમ જોયું છે. શ્રી અને શ્રીમતી મોરગનને પણ હું મળી છું.' એ વિચિત્ર દંપતી જ આ મોરગનના કાકાકાકી હતાં. મારી વાત સાંભળી તેઓ બહુ જ ખુશ થયાં, અને જાણે હું એમને ગામથી આવી હોઉં એમ એમનાં ખબરઅંતર મને પૂછવા લાગ્યા.

બીજે દિવસે શ્રી જીમ હિલ નામના ગેઝેટના એક બીજા રીપોર્ટર સાથે હું બહાર ગઈ. હિલનાં પત્ની મેયર શેન્કલીનનાં સેક્રેટરી છે. મેયર તે વખતે બહારગામ ગયા હત. શ્રી હિલ મને પહેલાં તેમનાં પત્ની શ્રીમતી નાન્સી હિલ પાસે લઇ ગયા. એમને નાન્સીનું ખાસ કામ છે એમ એમણે મને કહ્યું હતું. ત્યાં પહોંચ્યા ત્યારે ખાસ

કામની ખબર પડી. પૈસા અને બૅન્ક એકાઉન્ટ નાન્સીના નામનાં હતાં. શ્રી હિલને પૈસાની જરૂર હતી એટલે નાન્સીએ પચાસ ડૉલરનો ચેક લખી આપ્યો. આમ જ્યારે શ્રી હિલ પાસે પૈસા ખલાસ થાય ત્યારે નાન્સી ચેક લખી આપે

ત્યાંથી અમે ક્રિમિનલ કોર્ટમાં ગયા. અમે વહેલાં પહોંચ્યા હતા એટલે શ્રી હિલ મને કોર્ટની પાછળ આવેલી ઑફિસમાં લઈ ગયા. ત્યાં ફરિયાદપક્ષના સૌથી મોટા વકીલને અમે મળ્યા એ વકીલને આવવાને થોડી વાર હતી ત્યારે બાજુના ટેબલનાં ખાન ખોલી એમાંથી કેસના કાગળિયા કાઢી શ્રી હિલ મને રિપોર્ટ કઈ રીતે તૈયાર થાય છે તે સમજાવવા લાગ્યા. કોઈને પૂછ્યાગાછ્યા વગર એક તો અંદર ઘૂસી જવું અને ખાનાંઓ ખોલી જે જોઈએ તે કાગળિયાં લઈ લેવાં, આ બધું જોઈ મને ખૂબ આશ્ચર્ય થયું. આ બધાનું કારણ શ્રી હિલ કોઈ મોટા માણસ હતા, એ નહોતું, પરંતુ તેમના રીપોર્ટરના દરજ્જાએ તેમને આ સ્વતંત્રતા આપી હતી. એટલામાં એટર્ની આવી પહોંચ્યા. તેઓ લોકપ્રિય અને ઘણા બુદ્ધિશાળી છે તેમનું કામ 'પ્રૉબેશન' આપવાનું છે. એટલે કોઈ ગુનેગારને જેલની કે દંડની સજા ન કરવી હોય ત્યારે તેને પ્રોબેશન આપવામાં આવે. એમાં એને કહેવામાં આવે કે અમુક મુદત સુધી એણે દારૂ ન પીવો, ચોરી ન કરવી, સિનેમા ન જોવા વગેરે. એનો જો ભંગ થાય તો મોટી

સજા થાય આ પ્રોબેશનની સજા નવી જાતની લાગી!

પ્રોબેશન દાખલ કરનાર છે જસ્ટીસ થોમસન આખા વેસ્ટ વર્જિનિયાના એ સૌથી મોટા જજ છે અને આખા અમેરિકાના સૌથી મોટા જજોમા તેમની ગણના થાય છે. છેલ્લા દસ વર્ષથી તેઓ જજ તરીકે ચૂટાય છે અને અત્યત લોકપ્રિય છે. કોર્ટમાં જજની ખુરશીની પાછળ જ જજની કેબીન આવેલી હતી શ્રી હિલે મને પૂછ્યુ 'જજને મળવુ છે?' આ સાંભળી મને આનંદ તો થયો પરંતુ જરા, બીક લાગી. આવડા મોટા જજ સાથે હુ શું બોલીશ? કેવા ગભીર અને ભારેખમ હશે! પણ બીજી બાજુ અમેરિકાની અગ્રગણ્ય વ્યક્તિને મળવાનો લહવો મળશે એ વિચારથી અમે અંદર ગયા. એજ વખતે જસ્ટીસ થોમસન દાખલ થયા. એટલા હળવા અને હસમુખા! શ્રી હિલે એમને મારી ઓળખાણ આવી. પછી તો એ પોતાના ઘરની વાતો કરવા લાગ્યા પત્ની-બાળકો રજાઓ ગાળવા બહારગામ ગયા અને પોતે ન જઈ શકયા તેનો અફસોસ વ્યકત કર્યો. આવડા મોટા જજને અજાણી વ્યકિત સાથે આટલી છૂટથી વાત કરતા જોઈ મને માનદાશ્ચર્ય થયુ. એમણે એમનો લાબો કાળો ઝભ્ભો પહેરી બતાવ્યો. પછી તે દિવસે કોર્ટમા જે જે કેસો ચાલવાના હતા તેની યાદી અને રીપોર્ટ મનો બતાવ્યા શ્રી હિલ સાથે થોડી ચર્ચા પણ કરી શ્રી હિલે મને કહ્યુ કે આ જજને રીપોર્ટરો સાથે ચર્ચા કરવી ખૂબ

ગમે છે. રીપોર્ટરોને તેમણે જે પૂછવું હોય તે પૂછવાની અને દલીલો કરવાની છૂટ આપી છે. ક્યારેક તો તેઓ સામેથી દલીલો કરાવે. જજનું આ વલણ મને ખૂબ ગમ્યું અને લોકપ્રિયતાનું એ સૌથી અગત્યનું સાધન છે તેની ખાત્રી થઇ ત્યાં તો કોર્ટ શરૂ થવાનો સમય થયો એટલે અમે બહાર આવ્યાં. પછી છડી પોકારાઇ, જજ કાળો ઝભ્ભો પહેરીને આવ્યા. 'સાયલન્સ'ની ત્રણ બૂમો પડી, પ્રાર્થના થઇ અને કોર્ટનું કામ શરૂ થયું. એક જણને અફીણ ખાવા અને વેચવાના ગુના હેઠળ ત્રણ વર્ષની કેદની સજા થઇ. પછી કંટાળાજનક ચર્ચા થતી હતી એટલે શ્રી હિલ મને 'જુવેનાઇલ બ્યુરો'માં લઈ ગયા.

સત્તર વર્ષની નીચેના ગુનેગારોને અહીં લાવવામાં આવે. બે–ત્રણ દિવસ તેમને ત્યાંની જેલમાં પૂરી રાખવામાં આવે અને પછી ચાર્લ્સ્ટનથી ૨૦૦ માઇલ દૂર આવેલી 'રીફોર્મેટરી'માં મોકલવામાં આવે. એ રીફોર્મેટરીમાં બાળકો અને કિશોરોને ( આમાં બહેનો પણ હોય છે ! ) સુધારવાના પ્રયોગો થાય. ત્યાંના વડા સાર્જન્ટ શ્રી રોબિનસને મને કિશોર–કિશોરીઓ જે હથિયારો અને સાધનો વાપરે છે તે બતાવ્યાં ! ખરેખર કંપારી છૂટે એવાં હતાં ! છરી – ચપ્પુ તો પાર વિનાનાં હતાં. એક લોખંડની જાડી સાંકળ હતી. તેને છેડે લોખંડનું ભારે તાળું બાંધેલું હતુ. કોઇના માથામાં જો એકવાર ફટકારવામાં આવે તો તે પાછો ઊભો થાય કે કેમ તે

વિશે શંકા રહે. એ જેલમાં આમ તો બે ઓરડા હતા. એક કિશોરોનો અને બીજો કિશોરીઓનો. ઓરડાને એકે બારી નહોતી. લોખંડની જાડી દીવાલો હતી. લોખંડનો તોતિંગ દરવાજો હતો. તેમાં એક ખૂબ નાની બારી હતી અને એને લોખંડના જાડા સળિયા હતા. અમે ઓરડામાં ઊભા રહ્યા અને શ્રી રોબિનસને જેલનું વાતાવરણ ઊભું કરવા દરવાજો બંધ કર્યો. પણ મને તો એવી ગૂંગળામણ થવા લાગી કે અમે તરત બહાર નીકળી ગયાં! એની બાજુમાં જ સ્ત્રીઓ માટે જેલ હતી, તેમાં એક સ્ત્રી સળિયા પાછળ ઊભી ઊભી મેટ્રન તેનો પત્ર વાંચી સંભળાવતી હતી તે સાંભળતી હતી. જ્યારે અમે તેના ગુના વિશે પૂછયું ત્યારે અમને કહ્યું : 'એણે જાહેરમાં દારૂ પીધો છે માટે કેદ કરી છે.' જાહેરમાં આટલો દારૂ પીવો અને અક્ષરજ્ઞાન ન હોવું એ આવા પ્રગતિશીલ અમેરિકાના સુસંસ્કૃત ચાર્લસ્ટનમાં પણ છે તેનો પુરાવો મળ્યો.

ત્યાર પછી અમે ડિટેક્ટીવ બ્યુરોમાં ગયા. ત્યાં આંગળાની છાપ કઇ રીતે લેવાય છે, ફોટાઓ કઇ રીતે પડે છે, કેસની નોંધ કઇ રીતે લેવાય છે વગેરે જોયું. 'ડેઇલી મેલ'ના સ્ત્રી–માલિકનું આઠ વર્ષ પહેલાં ખૂન થયું હતું. ખૂની હજી સુધી પકડાયો નથી. તેના કાગળિયાનો મોટો ગંજ હતો. આ બ્યુરો અમેરિકાની સૌથી મોટી ડિટેક્ટીવ સંસ્થા એફ. બી. આઈ. ની મદદ લે છે અને તેને મદદ પણ કરે છે. અહીં મેં એક એવી વસ્તુ જોઇ

જે મેં અમેરિકામાં જેટલાને વાત કરી તે કોઈએ નહોતી જોઇ, બેટી અને નેડે પણ નહીં! એ હતી 'પોલીગ્રાફ લેબ.' અંદર લઇ જતાં પહેલાં મને કહેવામાં આવ્યું કે હું પહેલી જ મુલાકાતી છું જેને તેઓ આ વસ્તુ બતાવે છે! એ શું હશે તેની મૂંઝવણ વચ્ચે ઝોલાં ખાતી હું ચાલવા માંડી. એક કેબિન હતી. તેમાં એક કાચની બારી હતી. એ બારી બાજુની કેબિનમાં પડતી હતી. તેમાં બે ખુરશીઓ હતી અને એક ટેબલ હતું. એક ખુરશી સાદી હતી અને બીજી હતી ઇલેકટ્રીક બંનેની વચ્ચે ટેબલ હતું. સાદી ખુરશી પર ડીટેકટીવ બેસે અને ઇલેકટ્રીક પર ગુનેગાર. હું જ્યારે જોવા ગયેલી ત્યારે એક નીગ્રો છોકરો ઇલેકટ્રીક ખુરશી પર બેઠેલો હતો. તેની છાતી 'પર વળ વાળેલો જાડો વાયર હતો, તેના બાવડા પર બ્લડપ્રેશરનો પટ્ટો હતો અને તેની આંગળીઓનાં ટેરવા તારની નખલીમાં ભરાવેલાં હતાં. આ બધાંથી એને કોઇ જાતની પીડા ન થાય. ત્યાર પછી ડીટેકટીવ પેલાને પ્રશ્ન પૂછે અને પેલો જવાબ આપે. એના જવાબોની નોંધ ટેબલ પર રાખેલા કાગળ પર થાય. એ કાગળની આડું પૂંઠું હોય એટલે પેલો છોકરો એને જોઇ ન શકે. જેમ જવાબ અપાતા જાય એમ કાગળ ઉપર સોય સીધી ચાલવા માડે. જો જવાબ ખોટો હોય તો સોય કૂદકો મારી થોડી ઉપર ચાલવા લાગે. ખોટું બોલતાં હૃદયના ધબકારા વધી જાય અને એની જાણ છાતી પરના

વાયરથી થાય, લોહીનું દબાણ વધે, એની જાણ બાવડા પરના પટ્ટાથી થાય અને ટેરવા પર પસીનો વળે એની જાણ નળીઓથી થાય. એ પ્રમાણે ત્યાં કાગળ પર સોયની ગતિ થાય. વિજ્ઞાન અને મનોવિજ્ઞાનનો આવો સુંદર સમન્વય મને ખૂબ ગમ્યો. મેં તેમના રેકોર્ડમાં રાખેલાં થોડાં કાગળિયાં જોયાં. એમાં પ્રશ્નો તદ્દન સાદા હતા. તમે સિગરેટ પીઓ છો? દારૂ પીઓ છો? ભૂતકાળમાં ચોરી કરી છે? વગેરે. પણ સોયના કૂદકા એવા મોટા હતા કે જૂઠાણું તરત પકડાઈ જાય. મને કહેવામાં આવ્યું કે આ ખુરશી પર બેસતાં ગુનેગારો એટલા ગભરાય છે કે મોટા ભાગના તો અંદર જતાં પહેલાં જ ગુનો કબૂલી લે. આ બે કેબિનોની વચમાં જે કાચ હતો તે એવો હતો કે એ લોકો અમને જોઈ શકતા ન હતા પરંતુ અમે એ લોકોને જોઈ શકતા હતા.

શ્રી હિલ સાથે અમેરિકન જીવનનાં આવા પાસા જોવાની મજા આવી. તેઓ આવી બાબતને શરમરૂપ ગણે છે, પરંતુ એને છુપાવતા નથી. એ શરમ દૂર કરવાના તેમના પ્રયાસો તો ખરેખર અભિનંદનને પાત્ર છે.

એ અઠવાડિયું બહુ ધમાલિયું હતું. કાર્યક્રમોની વણજાર ચાલી આવતી હતી.

શ્રી હિલ સાથે બપોર સુધી ફરી અને ત્યાર પછી અમારે શ્રીમતી વેબને ઘરે જવાનું હતું. અમારું આખું જૂથ 'કાર્બાઈડ પ્લાન્ટ' જોવા જવાનું હતું. અમેરિકાના

સૌથી મોટા રાસાયણિક 'પ્લાન્ટ'મા આની ગણના થાય છે. શ્રી વેબ એ પ્લાન્ટમા મોટો હોદ્દો ધરાવે છે શ્રીમતી વેબની એરકન્ડીશન્ડ મોટરમા અમે ત્યા પહોચ્યા કનાવા નદીને કિનારે આ 'પ્લાન્ટ' વિસ્તરેલો છે નદીની વચ્ચે એક નાનો ટાપુ છે એની ઉપર એક જગી કારખાનુ ખડુ કરી દીધુ છે એક ટેકરી ઉપર તેનો 'સશોધન' વિભાગ આવેલો છે બે આલીશાન મકાનો હતા છે'વામા છેટલી ઢબની તેની રચના હતી સિમેન્ટના પાકા રસ્તા, આજુબાજુ ઘાસની ચાદર અને રંગબેરગી ફૂલોની રગોળી આવા ખુશનુમા વાતાવરણમા ભ્રમણ કામ કરવાની સ્ફૂર્તિ આવી જાય

અમે મકાનમા દાખલ થયા ત્યારે સ્વાગત કરનાર બહેનના ટેબલ પર બિલ્લાઓ પડયા હતા અને એમા અમારા નામ હતા અમે સૌએ એ પ્રમાણે લગાવી લીધા. પછી જેને ચશ્મા ન હોય એને પ્લાસ્ટિકના ચશ્મા આપ વામા આવ્યા, કારણ કે રસાયણોને કારણે જો આખ આડું આવરણ ન હોય તો નુકસાન થવાનો ભય રહે પરતુ રાસાયણિક મિશ્રણોમા અમને ખાસ મજા ન આવી ત્યાનું કાફેટેરિયા અમને સૌથી વધુ ગમ્યું ! એ 'પ્લાન્ટ'મા ત્રણ ભારતીય ભાઇઓ એન્જિનિયર છે એ પણ કાફેટેરિયામા અમારી સાથે જમ્યા ખાવાનુ ઉત્તમ હતુ ! જાતજાતના રસ, આઇસક્રીમ, શાકભાજીની વિવિધતા અને કઠોળ, (બધુ બાફેલુ જ તો !) ત્યા અમે 'પેદ્રિફાઇડ યુરેનિયમ'ની

એક ફિલ્મ જોઈ. એમા એ ધાતુની શોધ બનાવ તથા ઉપયોગ વિશે માહિતી હતી રસદાયક ફિલ્મ હતી. માનવીની આવી પ્રગતિ જોઈ આપણને ગર્વ થયા વિના ન રહે. ઝ ઝી સમજ ન પડી, છતા અમે ખૂબ જ પ્રભાવિત થયા.

સાજે લગભગ છ વાગે અમે ઘરે પહોચ્યા ચાર્લ્સ્ટનમા 'સ્ટોન્સ એન્ડ થોમસ' નામનો એક ખૂબ મોટો વસ્તુભડાર–'ડીપાર્ટમેન્ટલ સ્ટોર' છે ત્યા નાની–મોટી બધી વસ્તુઓ મળે છે, મુખ્યત્વે તૈયાર કપડા. તે દિવસે સાજે આઠ વાગે ત્યા 'સ્ટાઈલ શો' હતો (વસ્ત્રપરિધાનનુ પ્રદર્શન !) શહેરની અમુક કિશોરીઓએ ભંડારના જાતજાતના પોષાકો પહેરી તેની રમણીયતા બતાવવાની હતી એટી અને મેં ત્યા જવાનુ નક્કી કર્યું હતું પણ હુ ખૂબ થાકી ગઇ હતી, એમા વળી વરસાદ પડયો એટલે ત્યા જવાનુ મને જરાયે મન નહોતુ અમે થોડી રસોઇ બનાવી જમવા બેઠા આઠ વાગે નેડ ઓફિસેથી આવ્યા ને અમે કેમ નથી જતા તે પૂછયુ એ વખતે વરસાદ રહી ગયો હતો અને નેડે જવાનો આગ્રહ કર્યો એટલે પછી ધડાધડ કરતા સવા આઠે અમે નીકળ્યા ત્યા પહોચ્યા ત્યારે કાર્યક્રમ શરૂ થઈ ગયો હતો બધી ખુરશીઓ ભરાઇ ગઇ હતી કયાય બેસવાની જગ્યા નહોતી ત્યા તો સ્ટોરના માલિક શ્રી ઓટમે અમને જોયા ને વચ્ચે બે ખુરશીઓ મૂકી આપી જુદાજુદા પોષાકો પહેરી એક પછી એક કિશોરીઓ આવતી હતી બીજી બાજુ માઇકમા એક બહેન એ પોષા

કના કાપડ અને એની ખૂબીઓ વિશેની સમજણ આપતાં હતાં. સાથેસાથે એ પણ કહેતાં હતાં કે કેટલામે માળે, કઇ બાજુએ એ પોષાક મળી શકશે. થોડીથોડી વારે બીજી કિશોરીઓ ભંડારની જાહેરખબર કરતું ગીત ગાતી ને અભિનય કરતી. આ 'શો' જેવા આવનાર દરેક વ્યક્તિને એક કાર્ડ અને પેન્સિલ આપવામાં આવ્યાં હતાં. કાર્ડની નીચેના ભાગમાં એક કુપન હતી. તેમાં પોતાનું નામ–સરનામુ ભરી એક ડબ્બામા કુપન મૂકવાની હતી. આખો શો પૂરો થયા બાદ એ ઢગલામાંથી એક વ્યક્તિ કુપન ઉપાડે અને એ જેની હોય તેને ઇનામ મળે. શ્રી ઓટમે બેટીને મારાથી દૂર લઇ જઇ પૂછયું : 'તમારાં મહેમાન આ કુપનો ઉપાડવાનું કામ કરશે ?' બેટી કહે : 'હું એને પૂછીને કહું.' પછી એ મને પૂછવા આવ્યાં. હું શા માટે ના પાડું ! પછી મને શ્રી ઓટમ આગળ લઈ ગયા. મેં કુપનો ઉપાડી અને ઈનામો આપ્યાં. શ્રી ઓટમે મને સાડી વિષે પ્રેક્ષકોને થોડું સમજાવવાનું કહ્યું. એ કઇ રીતે પહેરાય, કેટલી લાંબી હોય વગેરે મેં કહ્યું. પછી જેવી હું જવા જતી હતી ત્યાં શ્રી ઓટમ કહે : 'તમે આવ્યાં ત્યારે તમારા હાથમા એક લાલ કોટ હતો. આ બધાંને તે બતાવશો !' કાશ્મીરી ભરતવાળો એ કોટ હતો. આમ તો મેં એ બેટીને ભેટ આપી દીધો હતો પણ તે દિવસે મારી સાડી લાલ હતી એટલે બેટીના આગ્રહથી મે એ ઊંચકેલો. હું હા

પાડું તે પહેલાં તો એ કોટ શ્રી ઓટમે મારી બેઠક પરથી મંગાવી લીધો. પછી એ ઊંચો કરી એનું ભરત બધાંને બતાવ્યું. બધાંને ખૂબ ગમ્યો. રાત્રે સાડાનવેક વાગે અમે ઘરે આવ્યાં.

બીજે દિવસે ડબલ્યુ. ટી. આઇ. પી. નામના રેડિયો સ્ટેશન પર મારો ઇન્ટરવ્યુ ગોઠવાયો હતો. ત્યાંનાં રેડિયો સ્ટેશન, ટેલીવીઝન સ્ટેશન, ટેલિફોન, ઇલેક્ટ્રીસીટી વગેરે ખાનગી કંપનીઓનાં હોય છે, સરકારી નહી. ૧૦ વાગે મારો ઇન્ટરવ્યુ ટેપરેકોર્ડર પર ટેપ થયો ને ૧૨ વાગે રેડિયો પર આવ્યો. રેડિયો સ્ટેશન સાવ નાનું હતું. માત્ર ત્રણ ખંડ. એકમાં ટેબલો, એટલે કે ઓફિસ, બીજામાં ટેપ અને રેકોર્ડના ઢગલા અને ત્રીજામાં રેકોર્ડિંગ કરવાનું. દરેકેદરેક વસ્તુ તેઓની પાસે ટેપ કરેલી જ હોય. 'આના પછી હવે આપ આ સાંભળશો,' એટલી જાહેરાત પછી તરત ટેપ કે રેકોર્ડ ચાલવા માંડે. વ્યકિતની હાજરી જરૂરી જ નહિ. એટલે ત્યાં શાંતિ રાખવાની યે જરૂર ન પડે. ઇન્ટરવ્યુ લેનાર એક બહેન હતાં એટલે તેમનો મુખ્ય રસ પોષાક અને ખાવાપીવાનો હતો. અધેથી શ્રી બૅાબ નામના એક ભાઇ આવ્યા. એમણે ભારતના ધર્મો અને સંગીત વિશે થોડું પૂછ્યું. મારી પાસે ભારતીય સંગીતની ટેપ હતી એ હું સાથે લઇ ગઇ હતી. તે પણ વચ્ચે વચ્ચે વગાડી. સિતાર, શરણાઇના સૂરો ત્યાંના રેડિયોમાં યે ગૂંજ્યા. આ ઇન્ટરવ્યુમાં ખાદી એટલે શું, તે ભારતમાં શા

માટે પહેરાય છે ત્યાંથી માંડીને આપણા મહાન કલાકારો બડે ગુલામઅલીખાં, સિતારવાદક રવિશંકર વગેરેનો પરિચય પણ આપ્યો. આ મુલાકાત જે ટેપ પર લેવાયલી તે મને પછીથી 'ભેટ' મળી.

તે દિવસે બપોરે હું 'ગેઝેટ'ના એક રીપોર્ટર શ્રી ટોમી સાથે યુનિયન બિલ્ડીંગમાં ગઇ. કનાવા નદીને કિનારે આ બિલ્ડીંગ આવેલું છે. વચ્ચેનો રસ્તો ઓળંગી સામી બાજુએ જઇએ એટલે બજાર આવે. ત્યાંના દરેક રસ્તા પર લાલ લીલી બત્તીઓ હોય છે. અહીં પણ એવી હતી. હું કયારની જોતી હતી, મોટરો માટે લીલી બત્તી જ હોય. લાલ બત્તી થાય જ નહીં. મને વિચાર આવ્યો: 'અમે રસ્તો ઓળંગશું કઇ રીતે? મોટરો તો આવ્યા જ કરે છે!' જેવા બિલ્ડીંગની સામે પહોંચ્યા કે શ્રી ટોમીએ રસ્તા પરના એક થાંભલા પરનું બટન દબાવ્યું. તરત લાલ બત્તી થઇ અને મોટરો ઊભી રહી ગઇ! જેવા ઓળંગી રહ્યાં કે પાછી લીલી થઈ. એ જ પ્રમાણે ત્યાંથી પાછાં આવતાં મકાન પર બટન હતું તે દબાવવાનું હતું. આ તો સારું હતું કે શ્રી ટોમી સાથે હતા. જો એકલી હોત તો સાંજ સુધી લાલ બત્તી થવાની રાહ જોઇને ઊભી રહેત!

કનાવાની બજારની બાજુએ જે મકાનો આવેલાં છે તે બધાં બહુ જૂનાં છે એટલે એ તોડી નવાં બાંધવાની યોજના વિચારાઇ રહી છે. એ યોજના જેમને સોંપાઇ છે તેમને મળવા અમે યુનિયન બિલ્ડીંગમાં જતાં હતાં, પરંતુ તેઓ

મળ્યા નહીં, એટલે અમે કેપીટોલમાં જવા બહાર નીકળ્યાં. ત્યાં તો સામેથી તેઓ આવ્યા. થોડે સુધી તેઓ અમારી સાથે આવ્યા અને મને એમની યોજના સમજાવી. પછી તો રસ્તા પર અર્ધા કલાક સુધી ઊભા રહી કયાં કયાં મકાનો પડશે તે બતાવ્યું. ત્યાર પછી અમે કેપીટોલમાં ગયાં. ત્યાં શ્રી ટોમી ઘણા ઓફિસરો પાસે જઈ નકામી વાતો કર્યા કરે છે એમ મને લાગ્યું. એ વાતોમા મને જરાયે રસ પડતો નહોતો. શ્રી ટોમી એ સમજી ગયા હશે એટલે મને કહે : 'હું બધા પાસે જઈ આમ ગપ્પાં મારવા બેસું અને એ લોકો વાતવાતમાં, જે ખાનગી રાખવાનું હોય એ બોલી દે એટલે મારું કામ થઈ જાય!' અને ખરેખર એવું જ થયું. રસ્તાના બાંધકામના જે ડિરેક્ટર હતા એમની સાથે જે તે વાતો કરતાં તેઓ એક નવા રસ્તા વિશે બોલી ગયા. એ રસ્તો બાંધવામાં થોડાં મકાનો આડા આવતાં હતાં એટલે એ પાડી નાખવાની યોજના એ રીતે ખુલ્લી થઈ! પછી તો ટોમીએ નકશો માંગ્યો. માગે એટલે બતાવવો જ પડે હવે પેલા ભાઈ મૂંઝાયા. એમણે કહ્યુ: 'આ થશે જ એમ નક્કી નથી. વિચાર ચાલી રહ્યો છે.' પણ ટોમીને જોઈતું'તું તે મળી ગયું. આમ તો ટોમી ચાર બાળકોના પિતા છે, પરંતુ દેખાવમાં નાના અને રમતિયાળ હોવાથી બધાને બહુ પ્રિય છે. એ વખતે હું મનોરંજન વિભાગના ડિરેક્ટરને મળી. એમણે મને બાળકો માટેના બગીચાઓ,

પુસ્તકાલય પર્યટનો, જાતજાતની રમતો વગેરેના ફોટાઓ બતાવ્યા. બાળકોના મનોરંજન સાથે વૃદ્ધ અને વૃદ્ધાઓનાં મનોરંજન માટે પણ તેઓ નવા નવા કાર્યક્રમો ઘડે છે. સૌને એકઠા થવાનાં અમુક સ્થળો નક્કી કર્યાં છે અને ત્યાં એ લોકો પણ મોજ માણી શકે એવી પ્રવૃત્તિઓ થાય છે. આ મને બહુ ગમ્યું.

બીજે દિવસે હું ડેમોક્રેટ પક્ષના સમેલનમાં-કન્વેન્શનમાં ગઇ. ડેમોક્રેટ પક્ષની એક પેટાચૂંટણી હતી. 'સિવિક સેન્ટર' નામના એક મોટા હોલમાં બધાં ભેગાં થયાં હતાં. હોલની બહાર બે ગધેડાં હતાં ને તેનાં પર બાળકોને ફેરવવામાં આવતાં હતાં. ગધેડું ડેમોક્રેટનું પ્રતીક છે ને! પહેલાં ભોજન હતું અને પછી ચૂંટણી હતી. બહેનો અને ભાઇઓ માટે જુદી જુદી જગ્યાએ ટેબલો ગોઠવાયાં હતાં. અમે જે ખંડમાં હતાં ત્યા લગભગ અઢીસો-ત્રણસો જેટલાં બહેનો એકઠાં થયાં હતાં. આટલી બધી બહેનોને રાજકારણમાં સક્રિય ભાગ લેતી જોઇ મને આનંદ થયો. પહેલા જ ટેબલ પર બેઠીનું તથા મારું નામ હતું. અમે અમારી જગ્યાએ બેઠાં. દરેક ટેબલ પર પક્ષની પત્રિકા, ભોજનની યાદી વગેરે પડેલાં હતાં. પક્ષની પત્રિકામાં મારી હાજરીનો ઉલ્લેખ તથા મારી ઓળખાણ પણ છાપેલાં હતાં. ભોજન ખૂબ સરસ હતું, પરંતુ અમારે બપોરે ૧ વાગે ડૉ. કુનને ઘરે જવાનું હતું એટલે અધવચ્ચેથી અમે ઊભાં થયાં. મને ઊભી થતી જોઇ સ્ટેજ પરના ટેબલ

પર બેઠેલાં ઇન્સ્યુરન્સ કંપનીનાં કમિશ્નર શ્રીમતી બ્રાઉન ઊભાં થયાં. સૌને મારી ઓળખાણ આપી અને અને પછી મને કંઇક બોલવા કહ્યું. મેં શ્રીમતી બ્રાઉનનો આભાર માન્યો. તાળીઓ પડી અને અમે ડૉ. કુનને ઘરે આવવા નીકળ્યા.

ડૉ. કુન ચાર્લ્સ્ટનના મોટા સર્જન છે. તેમનાં પત્ની પણ ડોકટર છે અને ચામડીનાં દર્દોના નિષ્ણાત છે. તેમની લૉચમાં કનાવામાં ફરવાનો અમારો કાર્યક્રમ હતો. ડૉકટર શ્રી જીમ હિલના મિત્ર હોવાથી તેમણે આ કાર્યક્રમ ગોઠવ્યો હતો. મને મારી બહેનપણીઓને પણ આમંત્રણ આપવાનુ કહ્યું હતું એટલે મે બેટી, વિભા, સાધના, દીપિકા તથા વિશાખાને બોલાવ્યા હતા. વિશાખા બહાર ગઇ હતી એટલે તેણે આ મોજ ગુમાવી. ડૉ. કુનની લૉચ મોટી હતી. તેમાં બે છેડે અગાસી જેવું ખુલ્લુ હતુ. તેમાં બાંકડા હતા. અંદર ફોલ્ડીંગ ટેબલ, ખુરશી, પલગ હતાં. રસોડું પણ હતું. એક કબાટ હતો. બાથરૂમ પણ હતો. તાપ સારો હતો, પણ પાણીને કારણે ગરમી નહોતી લાગતી. શ્રીમતી કુન જાતજાતનાં ફળો, ટમેટા, ગાજર વગેરે, જાતજાતનાં બિસ્કીટ, ઠંડા પીણાં બધાને આપ્યા જ કરતાં હતાં. લગભગ ત્રણ કલાક સુધી અમે ફર્યાં. ખૂબ દૂર સુધી ગયાં. આટલી મજા તો મેં એકે દ્વીપમાં નથી કરી. બેટી પણ અમારા જેટલાં જ હોય તેમ તોફાન–મસ્તી કરતાં હતાં. ડૉ કુને મને લૉંચ ચલાવવા આપી.

આમ તો કંઇ કરવાનું નહોતું. માત્ર 'સ્ટીઅરીંગ' પકડીને બેસી રહેવાનું, પણ તોયે કંઈ મહત્ત્વનું કામ કરી રહી છું એનો આનંદ તો આવ્યો જ!

બીજે દિવસે મેં ચાર્લસ્ટનથી નવેક માઈલ દૂર આવેલા 'કનાવા સીટી'માં મેમોરિયલ હોસ્પિટલ જોઇ. નેડના એક ડોકટર–મિત્ર મને હોસ્પિટલ બતાવતા હતા. બે ઓપરેશન જોયાં. એક પગનું હતું ને બીજું છાતીનું હતું. ઓપરેશન કરનાર ડોકટરો એટલા હળવા હતા કે કામ કરતા જાય ને મારી સાથે વાતો કરતા જાય. એમાં પગનું તો બહુ જ ભયંકર હતું. એના ડોકટર થોડી થોડી વારે મને કહેતા જાય: 'દેખાવમાં સુંદર નથી ખરું ? તોયે કરવું જોઇએ ને ?' પણ નીતરતું લોહી ને માંસના લોચા જોઇ મને ચક્કર આવવા માંડયાં એટલે અમે જલદી બહાર આવી ગયા. પેલા ડોકટર હસવા લાગ્યા. બહાર આવી મેં મને પહેરાવેલ ઝભ્ભો. ટોપી ને નાક આડેની બુકાની કાઢી નાખી. બાજુમાં પડેલાં એક સ્ટ્રેચર પર આંખ બંધ કરી થોડીવાર બેસી રહી ત્યારે કંઇક સ્વસ્થ થઇ. પછી મેં કાચમાંથી પેલા ડોકટર સામે જોયું તો એ તો હજી મશ્કરી કરતા જતા હતા ને હસતા જતા હતા!

આખા વેસ્ટ વર્જિનિયાનું, એક માત્ર, કેન્સરનું મશીન જોયું. દર્દીઓ માટે ખાવાનું બનાવતું રસોડું જોયું. બધું યંત્રોથી થતું હતું. જંગી કુકરોમાં રંધાતુ હતું. મોટાં મોટાં તપેલાં ચડાવવાનાં ને ઊતારવાનાં નહોતાં.

મોટી લૉન્ડ્રી જોઈ. તેમાં ડૉક્ટરો, નર્સો, સફાઈ કરનારાઓ, દર્દીઓ વગેરેનાં કપડાં સિવાતાં હતાં, ફાટેલાં સંધાતાં હતાં, ધોવાતાં હતાં, સુકવાતાં હતાં ઇસ્ત્રી થતાં હતાં. ચાદરો અને પડદાઓનો પણ ગંજ હતો પરંતુ બધું એટલું ઝડપથી અને ચુપચાપ થતું હતું કે આવડો મોટો ગંજ ઘડીભરમાં અદૃશ્ય થઈ જશે એમ લાગતું હતું. આ બધું બતાવનાર ડૉક્ટર બહુ સારા હતા. મને એમને ઘરે લઈ ગયા. તેમના પત્નીએ મને એક સાડી બતાવી ને કહ્યું: 'ડૉક્ટર બીજા વિશ્વયુદ્ધ વખતે હિંદુસ્તાનમાં ગયેલા ત્યારે મારે માટે આ સાડી લાવેલા. મને પહેરતાં આવડતી નથી. આવી સુંદર વસ્તુનું ફ્રોક બનાવી નાખવું મને ગમતું નથી એટલે રાખી મૂકી છે.' મેં સાડી કઈ રીતે પહેરવી તે સમજાવ્યું, પણ છ વારને ખોલીને પાટલી વાળવાનું તેમને બહુ અઘરું લાગ્યું!



# ૮. શહેરની શોભા

**મારી** બહેનપણી એનનું ઘર બરાબર અમારા ઘરની પાછળ હતું, પરંતુ બે બંગલાની વચ્ચે અમારો અને એનો બગીચો તથા કોઇ ત્રીજાના બગીચાનો પણ થોડો ભાગ આવી જતો હતો એટલે જો અમારે એકબીજા પાસે જવું હોય તો વાડ કૂદીને જવુ પડતુ. બંને બંગલાના આંગણા ભાગ જુદા જુદા રસ્તા પર પડતા હતા એટલે મોટરમાં જવું હોય તો ખૂબ ફરી ફરીને જવું પડે. એનને ત્રણ બહેનો અને એક ભાઇ છે. મોટી બહેન બેકી બહુ શાંત, પછી આવે એન, એ તો ભારે તોફાની, રમતિયાળ, મળતાવડી અને હસમુખી, એના પછી જેન. એ બાર વર્ષની છે ઘોડાનો એને ખૂબ શોખ છે. એના ઘરમાં પણ એણે એના દાદીના વખતનું ઘોડાનું જીન એક લાકડાના બાંકડા પર ગોઠવી ઘોડો બનાવ્યો છે. એનાં બા કહેઃ 'આ ઘોડા પર બેસી એણે હજારો માઈલની મુસાફરી કરી છે. ક્યારેક અચાનક તારે આંગણે આવીને ઊભી રહે તો

નવાઈ નહીં પામતી!' પછી છે સુઝી; એને ઢીંગલીઓનો ખૂબ શોખ છે. એની પાસે જાતજાતનાં કદની અને જાત-જાતના પોષાકોવાળી લગભગ બે ડઝન જેટલી ઢીંગલીઓ છે. પોતે કેમ જાણે એ સૌની મા હોય તેમ રોજ રાત્રે બધાને બરાબર ઓઢાડીને સુવડાવે! સવારે બધાને એક પછી એક બાબાગાડીમાં થોડું ફેરવે! નાતાલ વખતે બધાં માટે તેની બા પાસે નવાં કપડાં સિવડાવે!

સુઝીને અને મારે સારી દોસ્તી હતી. જ્યારે ને ત્યારે એની વાર્તાની ચોપડીઓ, ચિત્રોની ચોપડીઓ, ઢીંગ-લીઓ વગેરે લઈ મને મળવા આવી પહોંચે અને એની ઢીંગલીઓ ઊંચકવા એની બાને પણ આવવુ પડે, કારણ કે વચ્ચે વાડ કુદાવવાની હોય ને! સુઝીની બા મને કહે: 'આ ચાર દીકરીઓ મારી ને આટલી બધી સુઝીની! હું તો સંભાળ રાખીને થાકી જાઉં છું. સુઝીને જ્યારે તારી પાસે આવવુ હોય ત્યારે મારે–દાદીમાએ એની દીકરીઓ તેડવી પડે છે!' સુઝીથી નાનો છ વર્ષનો જો છે. ચાર બહેનો વચ્ચે એક ભાઈ અને તેય સૌથી નાનો એટલે બધાનો બહુ લાડકો. તોફાની તો ભારે છે. એને મિકેનીઝમનો બહુ શોખ છે. જ્યારે ને ત્યારે એક ભાંગે ને બીજું સાંધે. એની પાસે એક નાની જીપ છે. જેમ જેમ એના ઘોડા પર દુનિયાની મુસાફરી કરે છે તેમ જો આ જીપ એના બગીચાસાં ચલાવી કેટલીયે વાર ભારતમાં આવી ગયો છે! એ જીપને તેણે સુઝીની બાબાગાડીનું બંધ થાય

તેવું ઢાંકણું લગાવ્યું છે અને મને કહે: 'શ્રીમતી ચિલ્ટન પાસે જેમ ખુલ્લી મોટર છે, તેમ મારી પાસે પણ છે' પણ જેની છૂપ જ્યારે બંધ થાય ત્યારે તેમાં બેસવાની જગ્યા ન રહે!

એમની બાનો રોજ ફોન આવતો હતો અને મને એમને ઘરે બોલાવવા બહુ આગ્રહ કરતાં હતાં, પરંતુ હું એટલી રોકાયેલી રહેતી હતી કે જવાનો સમય જ મળતો નહોતો. એક દિવસ સાંજે હું બહારથી આવી ને એમનો ફોન આવ્યો એટલે મેં કહ્યું કે હું જમીને ચોક્કસ આવીશ. જમતા લગભગ આઠ–સાડાઆઠ થઈ ગયા. એટલામાં નેડ ઓફિસેથી આવ્યા ને મને એમની મોટરમાં એમને ઘરે મૂકી ગયા. આમ તો વાડ કુદાવીને જવાય. પરંતુ રાત પડી ગઈ હતી એટલે બગીચાનું ઘાસ ઝાકળથી ભીનું થઈ ગયું હતું, વળી ઠંડી પણ ઠીક ઠીક હતી. 'મને શરદી લાગી જશે' એવી ચિંતા તો માં અને પાને થાય જ ને? મોટર જેવી એનના ઘર સામે ઊભી રહી કે સુઝી અને જો ભીના ઘાસમાં દોડતાં દોડતાં આવીને મને ભેટી પડયાં. એનની બા કહે: 'મેં આજે જ બધી બારીઓના કાચ લૂછયા છે પણ આ બે કયારના કાચમાંથી તારી રાહ જોતાં હતાં તે નાક ઘસી ઘસી બધા કાચ બગાડી મૂકયા છે!' પછી મને એ લોકોનું ઘર બતાવ્યું. જોના ઓરડામાં તો નાની મોટરો અને નાના ખટારાના ઢગલા હતા. સુઝીના ઓરડામાં ઢીંગલીઓની સજાવટ હતી.

જેનના રૂમમાં દીવાલો પર ઘોડાનાં ચિત્રો, ટેબલ પર ને અભરાઇ પર જાતજાતનાં ઘોડાનાં રમકડાં, ઓરડામાં પણ જ્યાં ત્યાં છાપાંમાંથી કાપેલાં ઘોડાનાં ચિત્રો પડયાં હતાં. બેકીનો ઓરડો સારી રીતે ગોઠવેલો હતો. એનના ઓરડામાં બે પલંગ હતા એક એનનો અને બીજા પર એક બોર્ડ લગાવેલું હતું: 'આ પલંગ વર્ષા માટે છે. નાતાલ કરવા એ પાછી આવશે ત્યારે અહીં સૂશે.' અને મને કહે: 'જયાં સુધી તું પાછી નહીં આવે ત્યાં સુધી આ બોર્ડ અહીં જ રહેશે.' એની બારીમાંથી એણે મને મારો રૂમ બતાવ્યો, પણ હું ભારત આવી ગઇ પછી, તેનો પત્ર આવ્યો હતો ને લખ્યું હતું: 'હમણાંથી બરફ બહુ પડે છે અને ધુમ્મસ પણ રહે છે એટલે મને તારો રૂમ દેખાતો નથી.' એનની બાએ થોડી સ્લાઇડ બતાવી. લગભગ સાડાદસ વાગે બેટી મને લેવા આવ્યાં અને અમે ઘેર ગયાં.

પછીનો દિવસ હતો ૧૫મી ઓગસ્ટ. તે દિવસે સાંજે સાડાઆઠ વાગે સેન્ટ જોન્સ પેરિશ હાઉસના હોલમાં અમે નાનો એવો કાર્યક્રમ આપવાનાં હતાં. સાડા છ વાગે અમારા જૂથનાં બધાં ભાઈ-બહેનો ત્યાં આવી પહોંચ્યાં હતાં. ચારપાંચ ટેબલો ગોઠવી અમે નાનકડું પ્રદર્શન યોજ્યું હતું. એમાં સાડીઓ, ચંપલો, કાશ્મીરી ભરતવાળાં ગરમ વસ્ત્રો, આભૂષણો, ચામડાંની વસ્તુઓ (અમે સૌ અમારાં મા અને પાને ભેટ આપવા માટે કેટલીક ગૃહ-

ઉદ્યોગની કલાત્મક વસ્તુઓ લઈ ગયા હતા), સુખડની, હાથીદાંતની વસ્તુઓ, અગરબત્તી-ધૂપ, ભારતની વિશેષતા દેખાઈ આવે એવી બધી વસ્તુઓ ગોઠવી હતી. શ્રીમતી શેફર્ડ અને બેટીએ કહ્યું હતું કે: 'એ બધી વસ્તુઓનું બરાબર ધ્યાન રાખજો. કોઈ ચોરીના ભાવથી તો ન જ ઉઠાવે, પણ ગમી જાય એટલે લઈ લે....' પોતાની પ્રજાની વિરુદ્ધ તો ન જ બોલે ને! તોયે ચોરીનો ડર ખરો એ અમે સમજી ગયાં!

કાર્યક્રમની શરૂઆત અમે વિવિધ પહેરવેશોથી કરી. ગુજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી, રાજસ્થાની તથા મદ્રાસી પોષાકોની વિવિધતા રજૂ કરી હતી. ત્યારબાદ વિશાખાએ દીવાનૃત્ય કર્યું. એમાં હથેળીમાં દીવો પકડી હાથ ગોળ ફેરવવામાં તો બધાને અદ્ભુત કળા લાગી! ત્યાર પછી કિરીટે નાનું ભાષણ કર્યું. મેં એક નૃત્ય કર્યું. એમાં ડોક હલાવવામાં તો અજબ સાધના જોઈએ એમ સૌ માની બેઠાં! પછી સૌએ સાથે મળી 'રઘુપતિરાઘવ' ગાયું ને તે ભજનની વિશેષતા સમજાવી. છેલ્લે ભાઈઓ-બહેનોએ સાથે મળી રાસ કર્યો. રાસ માટેના દાંડિયા એક બાળમંદિરમાં બાળકોને રમવાનાં સાધનોમાંથી ઉપાડી લાવ્યાં હતાં! છેલ્લે આભાર મનાયો ને 'જનગણમન' સાથે કાર્યક્રમ પૂરો કર્યો. ત્યાર પછી બધાને શરબત અને બિસ્કીટ આપ્યાં. કાર્યક્રમ તો એક કલાકમાં જ પૂરો થઈ ગયો, પરંતુ લોકો તો ત્યાર પછી પણ ક્યાંય સુધી ઊભાં રહ્યાં. કાર્યક્રમ

જોવા માટે અમે ટિકિટો નહોતી રાખી. સૌ માટે દરવાજા ખુલ્લા હતા એટલે હોલ તો ખીચોખીચ ભરાઇ ગયો હતો. નેડના એક મિત્ર શ્રી એન્ડરસન કહે: 'હું જ્યારે નાનો હતો ત્યારે મેં મારા દાદીમાંને નાની નાની લાકડીઓથી નૃત્ય કરતાં જોયેલાં. તમારા રાસમાં અને એમાં મને ઘણું સામ્ય લાગ્યું.'

ચાર્લસ્ટનનું આરોગ્યખાતું દરેક ઉનાળામાં કેમ્પ યોજે છે. શહેરથી પંદર વીસ માઇલ દૂર કુદરતના સાન્નિધ્યમાં આ શિબિર હોય છે. એમાં જોડાવાની દરેકને છૂટ. ઉમરનું બંધન નથી અને તેઓના કહેવા પ્રમાણે જાતિનું બંધન પણ નથી. પરંતુ એ કેટલે અંશે સાચું છે તે બે શિબિર જોયાં પછી મને સમજાઈ ગયું. પબ્લિક હેલ્થ ઓફિસર ડૉ. સીકફર્ડ સાથે હું એકવાર શિબિર જોવા ગઈ. શ્રી ટોમી પણ સાથે હતા. એ શિબિર ચાર્લસ્ટનથી ૧૫ માઇલ દૂર હતી અને ડૉ. સીકફર્ડે જ યોજી હતી. ચારે બાજુ પર્વતમાળા હતી. નીચે ધૂળ ઊડતી હતી, સખત તાપ હતો. અમેરિકન સ્ત્રીઓ, કિશોર–કિશોરીઓ તથા બાળકોનો જમેલો હતો. પુરુષો પણ હતા પરંતુ તેમની સંખ્યા નહીં જેવી હતી. શિબિર માટે ખાસ તરવાનો હોજ તૈયાર કર્યો હતો. શિબિરમાં જોડાવા માટે અમુક પૈસા આપવાના હોય છે, પરંતુ મૂલ્ય એટલું ઓછું હોય છે કે બધાંને પોસાઇ શકે. રહેવા માટે બેઠા ઘાટની 'કૉટેજ' હતી. એક મોટો ખંડ હતો. ત્યાં બાંકડા ગોઠવેલા હતા.

ʼમવા બેસવા માટે તેનો ઉપયોગ થાય, એ જ ખંડમાં
યારે બેન્ડ વાગે ને કંઇ કાર્યક્રમ થાય ત્યારે તે બાંકડા
ક્ષકવર્ગની બેઠક બને અને જ્યારે 'ડાન્સ'નો કાર્યક્રમ
ાય ત્યારે બાંકડા એક પર એક ચડાવી ધમાચકડી
ચી જાય. એ જ ખંડમાં એક પથ્થરની બેઠક હતી. તેના
ર મોટા ચૂલા, ઓવન, ગેસ વગેરે હતું. બધાંનું ભોજન
યાં સાથે જ પકાતું હતું. એ ભાગમાં પંદરેક દિવસ પહેલાં
ૂબ માખીઓ થઇ ગઇ હતી. તેની સામે તરત પગલાં
ેવામાં આવ્યા હતાં અને ડૉ. સીકફ્ર્ડને હવે શી હાલત
ે તે જોવું હતું એટલે અમે આવ્યાં હતાં. મને રડીખડી
ા–ત્રણ માખીઓ દેખાઈ. પરિણામ પ્રમાણમાં ઘણું સારું હતું.

બંધ હોવા છતાં તેમનાં મેદાનો ને અખાડાઓ ચાલુ હતા અને તેનો એક માત્ર હેતુ કિશોર-કિશોરીઓને બને ત્યાં સુધી ઘરમાંથી બહાર રાખવાનો હતો. કનાવા નદીમાં આગલે વર્ષે મોટું પૂર આવેલું અને સેંકડો કુટુંબો ઘરબાર વિનાનાં થઇ ગયાં હતાં. પૂરનો ભોગ બનેલો વિસ્તાર પણ મેં જોયો. પ્રગતિશીલ અમેરિકાની ઝડપનો વિચાર કરીએ તો આ વિસ્તાર ઘણો પછાત લાગે. એક વર્ષમાં તો બધું પાછું બંધાઇ જવું જોઇએ એવી આપણી કલ્પના હોય, પરંતુ ત્યાં હજી ખૂબ ભંગાર હતો. એક મકાનનો નીચેનો ભાગ તૂટી ગયો હતો પરંતુ ઉપરના બે માળ સાબૂત હતા. તેની પાછળ એકાદ ફર્લાંગને અંતરે નીચે પથ્થરનો એક માળ કરી, પેલા મકાનના બે માળ જેમના તેમ ઊંચકી આ નવા મકાન પર બેસાડી દીધેલા. આટલી બધી હોનારત થવાનું કારણ એ હતું કે મકાનો લાકડાનાં હતાં. આખા ચાર્લસ્ટનમાં શાળાઓ તથા કૉલેજો ને ઓફિસનાં મકાનો સિવાય બધાં લાકડાંનાં જ ઘરો હતાં ને પૂરમાં તો તે તરત સડી જાય તે સ્વાભાવિક છે. એક જગ્યાએ મોટો ખાડો હતો. જાણે કોઇ તળાવ સુકાઇ ગયું હોય એવું લાગતું હતું. એ પૂરવા તેમની પાસે માટી નહોતી, પરંતુ આખા ચાર્લસ્ટનનો કચરો એમાં ઠાલવવામાં આવતો હતો. એ કચરો દાબી દાબીને ખાડાનું સ્તર તેની બાજુની જમીન જેટલું કરવામાં આવતું હતું. પુષ્કળ કચરાને લીધે લગભગ અડધું

તો આ પ્રમાણે પુરાયું હતું. કચરાનો નિકાલ કરવાની અને ખાડાનો ઉકેલ આણવાની આ પદ્ધતિ અને ગમી. ત્યાંથી આગળ ચાલ્યાં ત્યાં મોટરોના ભંગારનો ગંજ જોયો. સેંકડોની સંખ્યામાં મોટરો ખડકાયેલી હતી. તૂટેલી, ફૂટેલી, કટાઇ ગયેલી મોટરો હતી. પછી તો ઠેરઠેર આવા ગંજ જોયા. શ્રી ટ્રેમીએ કહ્યું કે શહેર સુધરાઇએ શહેરનું સૌંદર્ય જાળવી રાખવા મોટરના આવા ગંજ ખડકનારને તેની આગળ અમુક ફૂટ ઊંચી દીવાલ બનાવવાનો હુકમ કર્યો છે, પરંતુ મોટા ભાગના ગંજ રસ્તાની આજુબાજુ આવેલા ઊંડા ખાડાઓમાં હતા અને તેની આગળ રચવામાં આવેલી દીવાલો ઢોળાવ હોવાને કારણે એટલી નીચી લાગતી હતી કે ચાર્લ્સ્ટનના 'સૌંદર્ય'માં તેથી વૃદ્ધિ થતી હતી!

નેડ અને બેટીને વેસ્ટ વર્જિનિયા રાજ્યના ગવર્નર શ્રી બેરન તથા શ્રીમતી બેરન સાથે સારી ઓળખાણ હતી એટલે એમણે અમારી મુલાકાત ગોઠવી આપી. ચાર્લ્સ્ટન રાજ્યનું પાટનગર હોવાથી ગવર્નરનું રહેઠાણ કેપીટોલની સામે જ હતું. આપણે ત્યાં મુખ્ય પ્રધાનનો જે દરજ્જો હોય છે તે ત્યાં ગવર્નરનો હોય છે. અમારા જૂથે ગવર્નરના રહેઠાણની મુલાકાત લેવાની હતી, શ્રી અને શ્રીમતી બેરનને મળવાનું હતું અને પછી કેપીટોલ જોવાનું હતું. (મેં તો જોયું હતું પરંતુ બીજાઓએ નહોતું જોયું.) શ્રીમતી શેફર્ડ તથા બેટી ગવર્નરના આવાસનાં ખૂબ વખાણ કરતાં

હતાં. 'કેટલું ભવ્ય છે!' એમ વારંવાર કહેતાં હતાં પરંતુ અમને તો મુંબઈના ગવર્મેન્ટ હાઉસની સરખામણીમાં તે તદ્દન સામાન્ય લાગ્યું. વોશિન્ગ્ટનનું વ્હાઈટ હાઉસ જોઈને પણ અમે અંજાયાં નહીં તો આનાથી કઇ રીતે પ્રભાવિત થઈએ? તોયે 'વાહ વાહ' કરવાનું શીખી ગયાં હતાં એટલે ચલાવ્યે રાખ્યું. શ્રી અને શ્રીમતી બેરન સૌજન્યમૂર્તિ લાગતાં હતાં. અમારી વ્યક્તિગત ઓળખાણ કરાવવામાં આવી ત્યારે શ્રી બેરને મને પૂછ્યું: 'ગઈકાલની રમત કેવી લાગી? છેલ્લે આપણે હાર્યા તે ઠીક ન થયું.' આગલે દિવસે નેડ અને બેટી મને અમેરિકનોની પ્રિય રમત 'બેઝ-બોલ' જેવા લઈ ગયાં હતાં. ગવર્નર પણ તેમના કુટુંબ સાથે આવ્યા હતા. ત્યાં બેટીના બાપુજીએ ગવર્નરને મારી ઓળખાણ આપી હતી. હું એમ માનતી હતી કે તેઓ એ ભૂલી ગયા હશે અથવા તેને યાદ કરવાની જરૂર કદી જણાશે નહીં, પરંતુ મારો વારો આવતાં જ તેઓ બોલ્યા: 'તમને ફરીથી મળીને ઘણો આનંદ થયો.' થોડા ફોટા પાડયા અને અમારી સાથે થોડી આડી અવળી વાતો કરી તેઓ કામે ગયા. શ્રીમતી બેરને અમને નાસ્તો કરાવ્યો, આગ્રહ પણ બહુ કરતાં હતાં. એમનો આભાર માની અમે કેપીટોલ જેવા ઊપડયાં. ત્યાં ફરી ગવર્નરને મળ્યા. તેમણે એમના ફોટા પર હસ્તાક્ષર કરી અમને સૌને આપ્યા. ચાર્લ્સ્ટનમાં બધાંને એમને માટે બહુ માન હતું. કેપી-ટોલમાં ઠેકઠેકાણે એમના ફોટા લગાવેલા હતા. આપણે

ત્યાં તો પંડિત જવાહરલાલ નેહરુના પણ એટલા ફોટા ક્યાંય લગાવ્યા નહીં હોય !

ત્યાંથી જેટલાને પ્રેસ જોવું હતું તેટલાને હું ચાર્લ્સ્ટન ગેઝેટની ઓફિસમાં લઇ ગઇ. માલિકની 'દીકરી' ખરીને, એટલે મારા મહેમાનોને બધું બતાવવાની મને છૂટ !



# ચાર્લ્સ્ટનની વિદાય

હવે તો ચાર્લ્સ્ટનમાં હું બે–ચાર દિવસની જ મહેમાન હતી. તે પછીના અઠવાડિયામાં બધાં એક્સપરીમેન્ટર્સને મુક્ત પ્રવાસી પેઠે જ્યાં જવું હોય ત્યાં જવાની છૂટ હતી.

જતાં પહેલાં અમારા જૂથે સૌનાં 'મા' અને 'પા' માટે સમૂહભોજન ગોઠવ્યું. અમારો પાછલો બગીચો ખૂબ મોટો હતો એટલે સમારંભના સ્થળ તરીકે તે પસંદ કરવામાં આવ્યો. સૌનાં મા–પા ઉપરાંત અમે ચાર્લ્સ્ટનમાં વસતા ભારતીય ભાઈઓને પણ બોલાવ્યા હતા. એ સૌએ પણ જાતે ભારતીય ખાણું પકાવી અમને જમવા બોલાવ્યાં હતાં. બધાં મળીને લગભગ પચાસ જણાં થતાં હતાં. જૂથમાં અમે પાંચ બહેનો હતી. અમે પાંચેએ વાનગીઓ વહેંચી લીધી. જૂથના ભાઈઓએ વ્યવસ્થાનું કામ ઉપાડી લીધું. જો કે મોટા ભાગની ગોઠવણ તો બેટીએ જ કરી લીધી હતી. બગીચામાંથી રંગબેરંગી ફૂલો તોડી ટેબલ પર

અને ઘરમાં ઠેર ઠેર ગોઠવી દીધાં હતાં. બેટીના ઘરનાં બધાં કાચનાં વાસણો અને ચાંદીનાં છરી, કાંટા, ચમચા અમારી સેવામાં હાજર હતાં. તે દિવસે મેં બેટીને સાડી પહેરાવી. મારી બધી સાડીઓમાં તેમને એક સાડી ખૂબ જ ગમતી હતી અને જ્યારે તેમને હું એ પહેરવા આગ્રહ કરું ત્યારે કહે, 'તમારા વિદાયસમારંભ વખતે પહેરાવજે.' અને જ્યારે તેમણે એ પહેરી ત્યારે તેઓ એટલાં ખુશ થઈ ગયાં હતાં કે ન પૂછો વાત! સાડી તેમને ફાવી પણ બહુ ગઈ હતી. એક હાથે પાટલી ઊંચી પકડી રોજની સ્ફૂર્તિથી તેઓ બધે દોડાદોડ કરતાં હતાં. જેટલાં જેટલાં આવે તેટલાંને ગોળ ફરીને સાડી બતાવે, ગળામાં પહેરેલી માળા બતાવે, કપાળ પરનો ચાંદલો બતાવે. શ્રીમતી શેફર્ડ અને તેમની દીકરીએ પણ સાડી પહેરી હતી.

બધાં ખૂબ આનંદથી જમ્યાં, અમે રસોઈમાં તીખાશને ટાળવાનો પ્રયત્ન તો કર્યો હતો, છતાં એ લોકોને તો તીખું લાગ્યું, પરંતુ સાથેસાથે સ્વાદિષ્ટ પણ એટલું કે સિસકારા બોલાવતાં જાય અને ખાતાં જાય અને થોડીવારમાં તો બધું લગભગ સાફ કરી નાખ્યું. અમારાં સૌને માટે એ દિવસ યાદગાર બની ગયો.

તે પછી બે દિવસમાં મેં ચાર્લ્સ્ટનની વિદાય લીધી. સવારના ૪ વાગ્યાની ટ્રેનમાં બેટી અને હું લુઇસબર્ગ જવાનાં હતાં. ત્યાં રાજ્યનો મેળો ભરાયો હતો, એનું નામ હતું 'વેસ્ટ વર્જિનિયા સ્ટેટ ફેર.' ત્યાંથી પંદરવીસ માઇલ

દૂર વ્હાઈટ સલ્ફર નામનું એક નાનું ગામ આવેલું છે. ત્યાં 'ગ્રીનબ્રાર'-નામની-હોટેલ છે. આખા અમેરિકાની સાત-આઠ મોટી અને અદ્યતન સગવડભરી હોટેલોમાં એની ગણના થાય છે.

સવારે મોડામાં મોડું સાડા ત્રણ વાગે તો ઊઠવું જ જોઇએ. એ માટે એલાર્મ ગોઠવી રાખ્યો હતો. નેડ પ્રેસમાં એક માણસને કહી રાખ્યું હતું કે સાડા ત્રણ વાગે એણે ફોન કરવો! એટલે ટ્રેન ચૂકી જવાનો ડર ન હતો. હું તો રાતના વારંવાર જાગી જતી હતી. છેવટે અઢી વાગે ઊંઘ આવી. ઘસઘસાટ ઊંઘી ગઇ. અચાનક આંખ ખૂલી ને ઘડિયાળમાં જોયું તો પોણા ચાર! જલદી જલદી બહાર આવી તો બધું સૂમસામ! બેટી અને નેડ પણ ઊઠયાં ન હતાં. એમના દરવાજા પર મેં ટકોરા કર્યા ત્યાં બેટીની બૂમ પડી: 'અંદર આવ.' મેં દરવાજો ખોલ્યો તો રૂમમાં અંધારું અને બંને હજી પથારીમાં! એલાર્મ અને ફોને એમને જગાડેલાં, પણ પાછાં સૂઇ ગયેલાં! મેં કહ્યું: 'ચાર વાગ્યાની ટ્રેન છે, આપણે ભાગવું જોઇએ' અને ફટાફટ તૈયાર થઇ અમે સ્ટેશને પહોંચ્યાં. ટ્રેન મોડી હતી અને અર્ધો કલાક ચાર્લ્સ્ટનમાં ઊભી રહેવાની હતી. આ ધાંધલમાં પાડોશી સખી એનને તો 'આવજો' કરવાનું જ રહી ગયું. આગલે દિવસે એણે મને કહ્યું હતું કે એ સવારના ત્રણ વાગે ઊઠીને એના રૂમની લાઇટ કરશે એટલે મારે સમજી જવાનું કે એ મને 'બાયબાય' કહે છે, પણ ત્રણ

વાગે તો હું ઊંઘતી હતી! ત્યાર પછી એનો પત્ર આવ્યો એમાં એણે લખ્યું હતું કે એના રૂમની લાઇટ મેં જોઇ હશે, પણ મારે દિલગીરી સાથે તેને આખી કથની લખવી પડી.

તેડથી તો ઓફિસ છોડાય એમ નહોતું, એટલે હું અને બેટી જ જવાનાં હતાં. દેવરાજને પણ મેળો જોવાનું બહુ મન હતું એટલે શ્રીમતી શેફર્ડ એને લઇને સ્ટેશન પર આવી પહોંચ્યાં હતાં. વાતવાતમાં એમણે કહ્યું: 'દેવરાજને તો મારે નાના બાળકની જેમ લાડથી સાચવવો પડે છે. સવારથી સાંજ સુધીને માટે એ બહાર જાય તો એને માટે નાની બેગ તૈયાર કરી આપવાની, બધો કાર્યક્રમ ઘડી આપવાનો, સ્ટેશને મૂકવા આવવાનું, લેવા આવવાનું, આટલી બધી સંભાળ રાખવાની મને ટેવ નથી. મારી દીકરીઓ તો 'હું જાઉં છું' એટલું બોલીને ચાલતી થાય! એ લોકોની તો મને ચિંતા પણ ન થાય અને દેવરાજને ક્યાંક અર્ધો કલાક પણ મોડું થાય તો મારો જીવ ઊંચો થઇ જાય!' પ્રેમાળ બાઇના આ શબ્દો હતા.

એમની વાત તદ્દન ખરી હતી. બેટી તો બાળકોથી જરાયે ટેવાયેલાં નહીં એટલે મારી ખૂબ સંભાળ રાખતાં. સવારે ઊઠે મારા પછી, પણ હું નાહીને રૂમમાં દાખલ થાઉં કે ટેબલ પર ફળના રસનો ગ્લાસ પડયો જ હોય. મારાં મેલાં કપડાં કોઇકવાર ધોવાના મશીનમાં નાખવાનાં રહી ગયાં હોય ને હું બહાર ગઈ હોઉં તો આવું ત્યારે

કપડાં ધોવાઇ, સુકાઇ, ઇસ્ત્રી થઇને મારા ખાનામાં વ્યવસ્થિત પડયાં હોય ! અમેરિકન સમાજની કેટલીક રીતભાતથી હું અજાણી હતી, પરંતુ બેટી મારું બહુ જ ધ્યાન રાખતાં હતાં. કોઇએ જમવા બોલાવ્યાં હોય ત્યારે વિદાય લેતાં કોનો કોનો આભાર માનવો જોઈએ તે ધીરેથી મને કહી દેતાં. જમી આવ્યા પછી કાગળ અને પેન આપી મને કહે કે હવે એ લોકોને આભારનો પત્ર લખી નાખ. હું લખું પછી તેને કવરમાં મૂકી, ટેલિફોન ડિરેક્ટરીમાંથી સરનામું શોધી, ટિકિટ લગાવી પોસ્ટ કરી આવે. આભારના-પત્રની-ત્યાં બહુ કિંમત હોય છે. કઇ રીતે ત્યાંના સમાજમાં મારું સારું દેખાય, કઇ રીતે બધાં મને માન આપે, મારી પ્રશંસા કરે એવું જ તેઓ હંમેશાં ધ્યાન રાખતાં. કેટલીક વાર એવું પણ થતું કે કોઇ મને આમંત્રણ આપે અને મારી ત્યાં જવાની ઇચ્છા ન હોય તો હું શું કહીશ તો તેમને માઠું નહીં લાગે એ બધું મને શીખવી રાખે. ખરેખર મારાં બાની જેમ એ મારી સંભાળ રાખતાં ને અમેરિકન રીતરિવાજો શીખવતાં.

અમે ટ્રેનમાં બેઠાં કે મને ઊંઘ આવવા લાગી. બેટીના ખોળામાં માથું મૂકી હું સૂઇ ગઇ. થોડીવારે બેટીએ મને જગાડી. અમારે નાસ્તો કરવા 'ડાઇનીંગ કાર'માં જવાનું હતું. આખી ટ્રેન સળંગ હતી. બે ડબ્બાને જોડતો દરવાજો બંધ હોય, આપણે જઇને દરવાજા પર લાગેલ એક તકતી,—જેના પર 'દબાવો' લખ્યું હોય તેને

બટન દબાવીએ તેમ દબાવવાની, એટલે દરવાજો ખૂલી જાય. એમ કરતાં કેટલાય દરવાજા વટાવી અમે ડાઈનીંગ કારમાં પહોંચ્યાં. આખી ટ્રેન એરકન્ડીશન્ડ હતી. ડાઈનીંગ કાર પણ ભપકેદાર હતી. થોડો નાસ્તો કરી અમે અમારી જગ્યાએ આવી પહોંચ્યાં. થોડીવારે વ્હાઈટ સલ્ફર આવ્યું. નીચે ઊતર્યાં ત્યાં હોટેલની મોટી કેડીલેક મોટર અમને લેવા આવી હતી. ભવ્ય હોટેલ હતી. સેંકડો એકર જેટલો બાગથી છવાયેલો હોટેલનો વિસ્તાર છે. ચારે બાજુ લીલુંછમ. મોટા રાજાશાહી બગીચા, અને તેમાં મોટો મહેલ. જમીન અને પગથિયાં પર સુંવાળા ગાલીચા, ઊંચી જાતનાં રાચરચીલાં અને ઊંચી જાતનાં રેશમી કાપડનાં તેનાં કવર, સરસ પડદા, ફૂલોની સુંદર ગોઠવણી, બધું આંખને આંજી દે તેવું હતું. ૨૦૦ વર્ષથી આ હોટેલ અહીં છે. ધીમે ધીમે તેનો વિકાસ થતો ગયો છે. આજે તેમાં ૬૫૦ રૂમ છે. બેઠા ઘાટની છૂટીછવાયી બંગલીઓ પણ છે. દેશના પ્રમુખ માટે તથા એ પ્રકારનો ઊંચો હોદ્દો ધરાવનારાઓ માટે મુખ્ય હોટેલને જોડતું એક બીજું મકાન હતું. ત્યાં એ સૌની પાર્ટીઓ, સભાઓ વગેરે માટે જુદા જુદા ખંડો હતા. આ ઉપરાંત હોટેલમાં જાતજાતની દુકાનો હતી. બધું મોંઘું તો ઘણું, પણ તોયે ચીજો ભપકેદાર એવી કે કંઈક ખરીદવાની લાલચ થાય. ફૂલ, ઝવેરાત, સૌંદર્યપ્રસાધનો, વસ્ત્રો, સિગારેટ, પીપરમેન્ટ, પુસ્તકો, અત્તરો, બૂટ, સુશોભનો વગેરેની પુષ્કળ દુકાનો હતી. બધામાં ગોઠવણ પણ એવી સરસ કે મન લોભાઈ જાય. વળી હોટેલની સેવાઓમાં

૧૨ કલાકમાં કપડાં ધોવાની વ્યવસ્થા, આપણું અમુક સ્થળે ચિત્ર દોરાવવું હોય તો ચિત્રકાર પણ હાજર! દાક્તરો, પોસ્ટઑફિસ, સ્નાનાગાર–એમાં જાતજાતનાં પાણીથી નહાવાનું, ચામડીનાં દર્દોવાળાને માટે અમુક રસાયણોનાં મિશ્રણવાળાં પાણી હોય, વરાળમાં નહાવાનું વગેરે, તરવાના હોજ પણ ખરા, સાથે નાનું બાળક હોય અને તેનાં માબાપને બહાર જવું હોય તો અમુક નંબરમાં ટેલિફોન કરવાનો એટલે હોટલના એક બહેન આવી માબાપ પાછાં આવે ત્યાં સુધી એ બાળકને સંભાળે. પણ એ મોંઘું બહુ પડી જાય! આપણું ગજું નહિ. રમતગમતનાં સાધનોનો તો પાર નહોતો. ગોલ્ફ ત્યાંની અતિપ્રિય રમત છે.

તેઓ ભાડેથી મોટરો પણ આપે છે. બેટીએ એક મોટર લીધી હતી. મોટી સરસ મોટર હતી. અમે ત્યાં બે દિવસ રહ્યાં હતાં. પહેલે દિવસે તો 'ગ્રીનબ્રાર'માં ફર્યાં. બપોરના જમીને અમે મેળો જોવા ઊપડયાં. ત્યાંથી ૧૨–૧૫ માઇલ દૂર આવેલા લુઇસબર્ગમાં મેળો હતો. આખા રાજ્યનો મેળો એટલે પુષ્કળ લોકો આવેલા હતા. મેળામાં મુખ્યત્વે તો પશુઓનું પ્રદર્શન હતું. એ માટે ઇનામો હતાં. લોકોને બધું જોવામાં બહુ રસ ન હતો, પણ ચારેબાજુ આનંદનું વાતાવરણ હતું, જાતજાતનાં ચગડોળ હતાં. કેટલાંક તો જોતાં જ બીક લાગે તેવાં રાક્ષસી કદનાં હતાં. એને જોતાં જ જયાં જીવ તાળવે ચડી જાય તો બેસતાં તો ઊડી જ જાય! દર વર્ષે આવો મેળો ભરાય છે. એ

વખતે 'મિસ ફેર' તરીકે એક છોકરીની પસંદગી થાય છે. આ વખતે લીન્ડા નામની એક છોકરી હતી. મેળાની એ મહેમાન હતી. દરેક જગ્યાએ એને માટે સૌથી સારી વ્યવસ્થા હોય. આખા મેળામાં દેવરાવ અને હું, અમે બે જ ભારતીય હતાં અને મેળાનું આકર્ષણ હતાં! અમને પણ મેળાના મહેમાન બનાવી દીધાં અને દરેક જગ્યાએ લીન્ડાની સાથે અમારી જગ્યા પણ રહેતી. ત્યાં કેટલાંક લોકનૃત્યો ભજવાયાં, ગીતો ગવાયાં, અંગ કસરતના ખેલ થયા. એ પછી અશ્વ-પ્રદર્શન (હોર્સ શો). સૌથી પહેલા કૂદતા ઘોડાનું પ્રદર્શન હતું. એક મોટું ગોળ મેદાન હતું. તેની આજુબાજુ પાળ બાંધેલી હતી અને હજારો લોકો આ પ્રદર્શન જોવા બેઠાં હતાં. હું પણ લીન્ડાની સાથે હતી. એક પછી એક અલમસ્ત ઘોડા આવતા અને મેદાનમાં મૂકેલા અવરોધો પરથી કૂદી જતા. મેદાનમાં બે પરીક્ષકો ઊભા હતા. આ અવરોધોમાં ઘાસની વાડ હતી. ઘોડો કુદાવતા જો તેના પગની ખરીથી એક પત્તું પણ હલતું તો ઝીણવટથી નિરીક્ષણ કરતા પરીક્ષકો તરત તેની નોંધ લેતા. લગભગ દસેક ઘોડા આ પ્રકારે ખેલ બતાવી ગયા. દસેક મિનિટમાં જ પરીક્ષકોએ વિજેતાનાં નામ બહાર પાડયાં. એ પ્રદર્શનના સંચાલક બેટી પાસે આવ્યા અને પૂછ્યું: 'તમારાં મહેમાનને હાથે ટ્રૉફી અપાવીએ તો?' બેટીએ તો ખુશ થઈને હા પાડી. એ સાંભળીને મને આનંદ તો ખૂબ થયો, પણ ત્યાં ઠંડી બહુ જ લાગતી હતી. ખુલ્લામાં આ બધું ચાલતું હતું, સાંજ પડી ૦

વખતે 'મિસ ફેર' તરીકે એક છોકરીની પસંદગી થાય છે. આ વખતે લીન્ડા નામની એક છોકરી હતી. મેળાની એ મહેમાન હતી. દરેક જગ્યાએ એને માટે સૌથી સારી વ્યવસ્થા હોય. આખા મેળામાં દેવરાજ અને હું, અમે બે જ ભારતીય હતાં અને મેળાનું આકર્ષણ હતાં! અમને પણ મેળાના મહેમાન બનાવી દીધાં અને દરેક જગ્યાએ લીન્ડાની સાથે અમારી જગ્યા પણ રહેતી. ત્યાં કેટલાંક લોકનૃત્યો ભજવાયાં, ગીતો ગવાયાં, અંગ કસરતના ખેલ થયા. એ પછી અશ્વ-પ્રદર્શન (હોર્સ શો). સૌથી પહેલા કૂદતા ઘોડાનું પ્રદર્શન હતું. એક મોટું ગોળ મેદાન હતું. તેની આજુબાજુ પાળ બાંધેલી હતી અને હજારો લોકો આ પ્રદર્શન જોવા બેઠાં હતાં. હું પણ લીન્ડાની સાથે હતી. એક પછી એક અલમસ્ત ઘોડા આવતા અને મેદાનમાં મૂકેલા અવરોધો પરથી કૂદી જતા. મેદાનમાં બે પરીક્ષકો ઊભા હતા. આ અવરોધોમાં ઘાસની વાડ હતી. ઘોડો કુદાવતા જો તેના પગની ખરીથી એક પત્તું પણ હલતું તો ઝીણવટથી નિરીક્ષણ કરતા પરીક્ષકો તરત તેની નોંધ લેતા. લગભગ દસેક ઘોડા આ પ્રકારે ખેલ બતાવી ગયા. દસેક મિનિટમાં જ પરીક્ષકોએ વિજેતાનાં નામ બહાર પાડયાં. એ પ્રદર્શનના સંચાલક બેટી પાસે આવ્યા અને પૂછયું: 'તમારાં મહેમાનને હાથે ટ્રોફી અપાવીએ તો?' બેટીએ તો ખુશ થઈને હા પાડી. એ સાંભળીને મને આનંદ તો ખૂબ થયો, પણ ત્યાં ઠંડી બહુ જ લાગતી હતી. ખુલ્લામાં આ બધું ચાલતું હતું, સાંજ પડી ગઈ

હતી, પવન પણ વાતો હતો. હું તો ખરેખર ધ્રૂજતી હતી. મેં સ્વેટર પહેરેલું, ઉપર કોટ પહેર્યો, હાથનાં મોજાં પહેર્યાં અને બેટીની સોડમાં ભરાઇને બેઠી ત્યારે કંઇક હૂંફ લાગી. પણ ટ્રોફી આપવા જવાનું એટલે આટલા મોટા મેદાનની વચ્ચોવચ ઊભા રહેવાનું. એમાં વળી બેટીએ કહ્યું કે મોજાં પહેરીને ન જવાય, એટલે એ કાઢી નાખ્યાં. પછી તો એક પછી એક ઘોડેસવારો આવતા ગયા ને તેમને ટ્રોફી આપી, રીબીનો આપી, બિલ્લા આપ્યા. આ પ્રવૃત્તિમાં મજા ખૂબ આવી ને ઠંડી ઘડીભર ભુલાઇ ગઇ. લોકોએ પણ તાળિયોના ગડગડાટથી મને વધાવી લીધી એટલે ધ્રૂજવાનું આપોઆપ વિલીન થઈ ગયું! ત્યાર પછી દોડતા ઘોડાઓનું પ્રદર્શન હતું. એમાં પણ બધું એ જ પ્રમાણે થયું અને લીન્ડાએ ટ્રોફી વગેરે આપ્યાં. ત્યાર પછી મિમિક્રીનો કાર્યક્રમ હતો. ખૂબ જ સરસ હતો. હજારો લોકોનાં અટ્ટહાસ્ય અને તાળીઓના ગડગડાટથી જાણે આખા બ્રહ્માંડમાં ઊથલપાથલ થઈ જશે એવું લાગતું હતું! પછી હતી આતશબાજી. સૌથી પહેલાં વેસ્ટ વર્જિનિયા રાજ્યના આકારમાં અને અમેરિકાના ધ્વજના આકારમાં એના મૂળ રંગો જેવી જ ફટાકડાથી રોશની થઈ. જુદા જુદા આકારો, સુંદર ડિઝાઇનો, જાતજાતનાં અક્ષરો અને વાક્યો આ પ્રમાણે લખાયા. કોણ ક્યારે શું સળગાવતું હતું, ક્યારે ગોઠવતું હતું, એ કંઇ જ દેખાતું નહોતું. માત્ર નિબીડ અંધકારમાં આકાર લેતા જુદા જુદા રંગો દેખાતા હતા. એક વાર આખા મેદાનમાં ગોળાકારે

કોઇ દૈવી પુષ્પો ખીલી ઊઠયાં હોય એવી રોશની થઇ! સૌ આશ્ચર્યથી 'વાહ! વાહ!' બોલી ઊઠયાં. લગભગ એકાદ કલાક પછી 'ધી એન્ડ' લખાયું અને માનવમેદની વીખરાઈ. રાત્રે અમે લુઇસબર્ગમાંથી પસાર થયાં. ત્યાંના રસ્તાઓ પર ગેસની તથા વીજળીની બત્તીઓને બદલે તેલના દીવા મૂકયા હતા, આપણે તો અહીંનાં ગામડાંમાં રોજ આવું જોઇએ પરંતુ ત્યાંના લોકો તો ગર્વથી આની પ્રશંસા કરતા હતા. અને વેસ્ટ વર્જિનિયાના જોવા જેવાં સ્થળોમાં લુઇસબર્ગના દીવાઓનું પણ નામ હતું!

બીજે દિવસે અમે લુઇસબર્ગની આજુબાજુના જોવાલાયક સ્થળો જોયાં, શ્રી અને શ્રીમતી બ્હાઇટના ખેતરે ગયાં, રાત્રે 'ગ્રીનબ્રાર'માં સરસ જમ્યાં અને...હું ને બેટી છૂટાં પડયાં, આંસુ છલકતી આંખોએ!

મારે ત્યાંથી રાતની ટ્રેનમાં ન્યુયોર્ક જવાનું હતું. ન્યુયોર્કમાં નેડની માસી સાથે હું રહેવાની હતી. અજાણ્યા દેશમાં રાતની મુસાફરી એકલા કરવામાં થોડો ડર લાગતો હતો, પણ બેટીએ મને 'ગુડબાય ભેટ' તરીકે એ મુસાફરી આપી હતી. ટ્રેનમાં 'સ્લીપીંગ કોચ'માં મારે જવાનું હતું. એક નાની રૂમ હતી. એમાં ગાદીવાળી બે ખુરશીઓ હતી. રાત્રે એ ખુરશીઓ બંધ કરી દીવાલમાં જડાયેલો ખાટલો નીચે કરવાનો. એ ખાટલા પર પોચું ગાદલું, ઓશીકું ને સુંવાળી રજાઇ હતી. એ રૂમમાં જ નાનો કબાટ, નાનું બસીન, સાબુ, નેપકીન, બાથરૂમ, અરીસો વગેરે. પંખો,

હીટર, ત્રણ–ચાર બત્તીઓ પણ હતી. વળી દરેક ડબ્બાનો એક 'પોર્ટર' હોય, એ સામાન ગોઠવી આપે, પથારી કરી આપે, કંઇ જોઈતું કરતું હોય તો લાવી આપે. એને બોલાવવા માટે ઘંટડી પણ હતી. રૂમનું બારણું 'લૉક' કરી દઈએ એટલે કોઈનો ડર ન રહે. બેટીએ પણ ટિકિટ માસ્તરને તથા પોર્ટરને મારું ખાસ ધ્યાન રાખવાની ભલામણ કરી હતી અને ટીપ પણ આપી રાખી હતી. ટ્રેન શરૂ થતાં પહેલાં બેટી અને હું ભેટયાં, ખૂબ રડયાં, સાચે જ બાને છોડીને દૂર દૂર જતી હોઉં એવું દુઃખ મને થતું હતું અને દીકરી અળગી થતી હોય એવું દુઃખ બેટીને થતું હતું. ટ્રેન શરૂ થઈ. એરકન્ડીશન્ડ હોવાથી કાચ ખૂલે તેવા નહોતા. કાચમાંથી અમે એક-બીજાને જોતાં હતાં, બંનેની આંખોમાં આંસુ હતાં. ધીમે ધીમે ટ્રેન ચાલી, પ્લેટફોર્મ પર બેટી દોડતાં જાય અને હાથ હલાવી મને બાયબાય કહેતાં જાય, આંસુ વહેતાં જાય. પછી તો ગતિ વધી, બેટી ઊભાં રહ્યા. દેખાયાં ત્યાં સુધી અમે હાથ હલાવતાં રહ્યાં, હું પથારીમાં પડી. હવે માને ક્યારે મળીશ? મળીશ કે નહીં? એવા વિચારો કરતી ઊંઘી ગઈ. ટ્રેન આગળ ધપતી જતી હતી. મન પાછળ બેટી પાસે દોડતું હતું.



## ગગનચુંબી ઇમારતોની નગરીમાં

રાત્રે ટ્રેનમાં બેસતાં પહેલાં બેટીએ મને ઘડિયાળ એક કલાક આગળ મૂકી દેવાનું કહ્યું હતું. વ્હાઇટ સલ્ફર અને ન્યુયોર્કના સમય વચ્ચે એક કલાકનો તફાવત ન હતો પરંતુ ન્યુયોર્કમાં તે વખતે 'ડે લાઇટ સેવિંગ' ચાલતું હતું. ઉનાળાના દિવસો હોવાથી સૂર્ય વહેલો ઊગતો હતો. બને તેટલું વધુ કામ દિવસના અજવાળામાં થઇ શકે અને રાત્રે વીજળીની બત્તીઓ સળગાવી કામ ન કરવું પડે તેથી આખા ન્યુયોર્કમાં સૌની ઘડિયાળ એક કલાક આગળ કરાવવામાં આવી હતી. સવારના સવાનવ વાગે ન્યુયોર્ક આવવાનું હતું. ખરો સમય તો સવાઆઠનો હતો.

ન્યુયોર્કમાં દાખલ થતાં પહેલાં હડસન નદી પસાર કરવી પડે છે, તેનો મને ખ્યાલ હતો એટલે મને હતું કે પુલ પરથી જતી વખતે ન્યુયોર્કનાં ઊડતી નજરે દર્શન થશે, ભવ્ય લાગશે! પરંતુ ટ્રેન નદીની ઉપરથી જવાને બદલે નદીની અંદરથી ગઇ. ચારે બાજુ અંધારું ઘોર! અને જ્યારે અજવાળું થયું ત્યારે ટ્રેન સ્ટેશનમાં દાખલ થઇ રહી

હતી ! નેડનાં માસી શ્રીમતી વાનસ્લાઇક મને લેવા આવવાનાં હતાં, એટલે મનને નિરાંત હતી. બાકી ન્યુયોર્કની વાતો એવી સાંભળેલી કે જો મારે એકલા એમને ઘરે પહોંચવાનુ હોય તો કોઇ દિવસ પહોંચી શકુ કે કેમ તેની શંકા હતી. ટ્રેનની બહાર નીકળી ત્યારે પ્લેટફોર્મ ઘણું અંધિયાર અને ગંદું લાગ્યું. મને થયું કે જગતનું મોટું આર્થિક પાટનગર ગણાતા ન્યુયોર્કનું સ્ટેશન આવું ! ત્યાંના મજૂરે મારો સામાન ઉપાડી લીધો અને અમે એક લિફ્ટ પાસે આવીને ઊભા રહ્યાં, થોડી વારે લિફ્ટ આવી, એમાં સામાનની હાથગાડી મુકાઇ, અમે ચડયાં ને લિફ્ટ ઉપર ચાલી. એ પણ એક પ્લેટફોર્મ હતું. ત્યાંથી થોડું આગળ ચાલી બીજી લિફ્ટમાં પાછાં ઉપર ગયાં. આમ ત્રણ લિફ્ટ બદલી અમે છેક ઉપર આવ્યાં, ખુલ્લી હવામાં શ્વાસ લીધો. અહીં ન્યુયોર્કના સ્ટેશન વિશેના મારા પ્રાથમિક વિચારો બદલાઇ ગયા. ખૂબ મોટું સ્ટેશન, પુષ્કળ દુકાનો, સેંકડો લોકોની અવરજવર ચાલ્યા જ કરે ! હું જે પ્લેટફોર્મ પર ઊતરી હતી તે તો જાણે ધરતીના પેટાળમાં હતુ ! અને મેં તો એને જ આખું સ્ટેશન કલ્પી નિરાશા અનુભવી હતી!

બહાર આવી ટેકસી કરી અમે શ્રીમતી વાનસ્લાઇકના ઘર તરફ પ્રયાણ કર્યું. તેઓ ભાડાના ફ્લેટમાં રહેતાં હતાં. મેનહેટનની મધ્યમાં જ તેમનું ઘર હતું. ન્યુયોર્કની ત્રીજા ભાગની વસતિ આ મેનહેટન નામના દ્વીપ પર વસે છે. તેની આમ તો બંને બાજુ હડસન નદી વહે છે પણ દ્વીપને કારણે તે ફંટાઇ ગઇ એટલે લોકોએ

એકને હડસન અને બીજીને ઇસ્ટ નદી નામ આપ્યું. હડસનને બીજે કિનારે આવેલું છે ન્યુજર્સી અને ઇસ્ટને બીજે કિનારે લોંગ આયલૅન્ડ. મૅનહેટન ટાપુ માત્ર એક થી અઢી માઈલ પહોળો અને સાડા તેર માઈલ લાંબો છે. ૧૮૭૪ સુધી તો ન્યુયૉર્ક એ મૅનહેટનમાં જ સમાયેલું હતું. આજે તો આસપાસ પણ ક્યાંય સુધી વિસ્તર્યું છે. જમીન ઓછી અને લોકો વધારે એટલે ઊંચાં મકાનો બાંધ્યા સિવાય બીજો રસ્તો ન રહ્યો. મૅનહેટનમાં ૫૦ માળથી ઊંચા લગભગ પચાસેક મકાનો છે. સ્ટેશનથી શ્રીમતી વાનસ્લાઇકને ઘરે જતાં લગભગ અર્ધો કલાક લાગ્યો. રસ્તાની બંને બાજુએ મકાનો એટલાં ઊંચાં ને રસ્તા એટલા સાંકડા કે કોઇ ખાઇમાં દોડયા જતાં હોઇએ એવું જ લાગે! વચમાં એક બીજું સ્ટેશન આવ્યું, એના મકાનને વીંધીને રસ્તો જતો હતો. ન્યુયૉર્કનો સૌથી સુંદર ગણાતો રસ્તો પાર્ક એવન્યુ પણ અમે પસાર કર્યો. એ રસ્તો પહોળો હતો અને વચ્ચે નાના નાના છોડ રોપ્યા હતા એટલે વધુ સુંદર લાગતો હતો. શ્રીમતી વાનસ્લાઇક કહેઃ 'મૅનહેટનમાં કુદરતના અસ્તિત્વની તો ખબર જ ન પડે, પણ આવડા મોટા રસ્તા પર જ્યારે આવી લીલોતરી નજરે પડે ત્યારે તેની હસ્તી તથા સૌંદર્યની ઝાંખી થાય ખરી!' એ રસ્તા પર એક મોટી કંપનીનું મકાન હતું અને તેના દરવાજા આગળ એક ફુવારો હતો. એ જોઇને પણ શ્રીમતી વાનસ્લાઇક ખૂબ ખુશ થતાં બોલ્યાંઃ 'કેવું સુંદર! અમારે ત્યાં તો ફુવારો પણ ન દેખાય! આ કંપનીને ખરેખર અભિ-

નંદન ઘટે છે.' ખરી વાત છે, બગીચા અને ફુવારા માટે મેનહેટનમાં જમીન વાપરવી કો'કને જ પોસાય.

છેવટે અમે પહોંચ્યાં ૭૪મા રસ્તા પર. ત્યાં આઠ–દસ માળનાં મકાનોની હાર હતી. એમાં એક મકાનને સાતમે માળે રહેતાં હતાં શ્રીમતી વાનરલાઈક. તેઓ બાસઠ વર્ષનાં છે. વૃદ્ધા અને વિધવા, સંતાન પણ એકે નહીં એટલે ચાર ઓરડાનું ઘર રાખીને રહે છે. એક ઓરડો મહેમાનનો, એક એમનો પોતાનો, એક દીવાનખાનું ને એક જમવાનો ઓરડો. નાનું એવું રસોડું. એમની પાસે વારસામાં મળેલો પુષ્કળ પૈસો છે એટલે આમ તો આ ઘર તેમના દરજ્જા પ્રમાણે ઘણું નાનું કહેવાય, પરંતુ મોટું હોય તો એકલાં માણીને ખાવા જ ધાય ને! વળી તેઓ ઘરમાં પણ ખાસ રહે નહીં. હોસ્પિટલમાં કે એવી કોઇ સંસ્થાઓમાં જઇ સેવાનું કાર્ય કરે. ઘરમાં ખાવા–પીવાની પણ ખાસ વ્યવસ્થા નહીં, પરંતુ હું હતી એટલે જાત-જાતની વસ્તુઓ લઈ આવતાં, જાતે મહેનત કરી નાસ્તો બનાવતાં, પ્રેમપૂર્વક આગ્રહ કરીને ખવડાવતાં અને જમવા તો હંમેશ બહારની મોટી હોટેલમાં જ લઇ જતાં. ખૂબ પ્રેમાળ હતાં. મારે ભાગે આ બીજું નિઃસંતાન અને પ્રેમાળ ઘર આવ્યું. વાતો કરવાનો એમને બહુ શોખ. શરીર સારું, પણ મને સાથે લઇ ન્યુયોર્કમાં ફેરવી શકે નહીં એટલે બેટીની કેટલીક બહેનપણીઓને તેમણે એ કામ સોંપ્યું હતું. એન અને જેકી નામની બે બહેનો મને એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ, રોકફેલર સેન્ટર, રાષ્ટ્રસંઘનું મકાન,

ટ્રીનીટી ચર્ચ વગેરે જોવા લઇ ગઇ. આ બધાં સ્થળો જોવાનો મને આનંદ આવ્યો અને મારા મન પર તેની અસર પણ થઈ, પરંતુ તેનું વર્ણન તો લગભગ બધા જ પ્રવાસીઓએ કર્યું છે અને મારો હેતુ પ્રવાસવર્ણન લખવાનો નહીં પરંતુ અમેરિકાના કુટુંબજીવન અને લોકજીવનનો મને જે પરિચય થયો તે રજૂ કરવાનો છે તેથી એનો વિસ્તાર કરવાનું ટાળું છું. ત્યાંના રેડિયો સીટી મ્યુઝિક હૉલમાં મેં સ્પેનીશ નૃત્યો જોયાં. ત્યાંનું અત્યંત લોકપ્રિય અને લંડનમાં પણ ખૂબ પ્રસિદ્ધિ પામેલું નાટક 'ધ મેન ઑફ ઑલ ધ સિઝન્સ' જોયું. ત્યાંનો રંગમંચ, અભિનય, રજૂઆત, પ્રવેશો, સેટીંગ્સ, પોષાક બધું એટલું સરસ અને ભવ્ય લાગ્યું કે આપણાં પ્રહસનોનો વિચાર કરતાં મને શરમ આવી ગઈ!

શ્રીમતી વાનસ્લાઇકના એક ખાસ બહેનપણી ન્યુ જર્સીમાં રહે છે. એમનું રહેઠાણ અમારા ઘરથી સિત્તેર માઈલ દૂર હતું. એમણે મને જમવા બોલાવેલી. એમનું નામ શ્રીમતી રોબલીંગ્સ છે. ખૂબ ધનવાન, શ્રીમતી વાનસ્લાઇક જેવાં વૃદ્ધ અને અત્યંત પ્રેમાળ છે. અમને લેવા માટે એમણે એમની મોટર મોકલેલી. મોટી કૅડીલેક મોટર હતી. ડ્રાઇવર ઉપરાંત સાત જણ તો આરામથી બેસી શકે એવી સગવડ હતી. એ ઉપરાંત દરેક સીટ પાસે ચાર બટન હતાં. એક બટન દબાવવાથી બારીનો કાચ બંધ થાય, બીજું દબાવવાથી આપણી અને આગળ બેઠેલા ડ્રાઇવર વચ્ચેનો

કાચ બંધ થાય. એટલે જો અંદર બેસનારાં ખાનગી વાત કરવા ઇચ્છતાં હોય તો એ કાચ ચડાવી દેવાનો. ત્રીજું બટન હતું—એરકન્ડીશનર ચાલુ કરવાનું અને ચોથું હતું હીટર ચાલુ કરવાનું. હાથ રાખવા તથા પગ રાખવા માટે નરમ તકિયા, મોટરમાં રેડિયો અને ડ્રાઇવર પણ બહુ ભલો. શ્રીમતી રોબલીન્સના સસરા તથા તેમનો સસરાના પિતાશ્રીએ મેનહેટનની એક બાજુ આવેલી હડસન નદી પર બ્રુકલીન પુલ બાંધ્યો હતો. એ પુલની ત્યાંનાં જોવાલાયક સ્થળોમાં ગણના થાય છે. ત્યાંના લોકોને એને માટે અભિમાન છે. આખો પુલ પથ્થરથી બાંધેલો છે, અને સૌથી જૂનો એટલે કે સૌથી પહેલો એ પુલ છે. જતી વખતે અમારે હડસન નદી પસાર કરવાની હતી, પરંતુ એ પણ નીચેથી! મોટું બુગદું, સડસડાટ મોટરો દોડયે જતી હતી. થોડે થોડે અંતરે બુગદામાં યે પોલીસો હતા. લગભગ ૧૫–૨૦ મિનિટે અમે બીજી બાજુ આવ્યાં. હવે અમે ન્યુ જર્સીમાં દાખલ થઇ ગયા હતાં. અત્યંત રળિયામણો પ્રદેશ છે. રમ્ય ચાર્લસ્ટન જોયા પછી ન્યુયોર્કથી હું માત્ર નિરાશ જ નહોતી થઈ પણ ત્યાંથી જલદી ચાલ્યા જવાનું મન પણ થતું હતું. ન્યુ જર્સીમાં આવી ત્યારે ચાર્લસ્ટન યાદ આવી ગયું. આખે રસ્તે ઝરમર ઝરમર વરસાદ વરસ્યા કરતો હતો. છૂટાછવાયા બેઠા ઘાટના બંગલા હતા. નાનાં નાનાં શહેરો પણ અમે વટાવ્યાં. બધુ જ એટલું શાંત, વ્યવસ્થિત અને નિર્લેપ લાગતું હતું! ન્યુયોર્ક અને ન્યુ જર્સી....ખરેખર નદીના બે કિનારા કદી મળી

ન શકે! મોટરમાં બેઠાને કલાક ઉપર થઇ ગયો હતો. સડસડાટ ચાલી જતી મોટર અને ઠંડું વાતાવરણ એટલે શ્રીમતી વાનરલાઇક અને હું ઝોકાં ખાવા લાગ્યાં હતાં. ત્યાં તો એક મોટું મેદાન આવ્યું અને આન્ટ ડૉટી (શ્રીમતી વાનરલાઇકનું નામ ડૉરોથી છે પણ નેડ અને બેટી તેમને આંટ ડૉટી કહે છે) મને શ્રીમતી રૉબલીન્સની જમીન બતાવવા લાગ્યાં. તેઓ જમીનદાર હતાં, પરંતુ સરકારે તેમની ઘણી જમીન લઇ લીધી તે છતાં આટલો મોટો વિસ્તાર જોઇ એમની સમૃદ્ધિનો મને થોડો ખ્યાલ તો આવી ગયો હતો.

કહ્યું કે ગાંધીજીને હાથે મને એક દિવસ એક સંતરું મળ્યું હતું ત્યારે તો તેઓ મને ભેટી જ પડયાં. વળી થોડી થોડી વારે બોલે 'એ કાશ્મીર અને એ તાજમહાલ....હું જરૂર ભારતમાં આવીશ, જરૂર આવીશ....' અને જરાવાર જાણે એ ખરેખર નજર સમક્ષ હોય એમ મુગ્ધ થઇ બેસી રહે. બધાં વાતોનાં રસિયાં હતાં, એટલે મેં ધાર્યો હતો એટલે કંટાળો ન આવ્યો. પછી જમવાનો સમય આવ્યો. મોટું ટેબલ હતું. સુંદર ભરતવાળો ટેબલક્લોથ હતો, દીવાલો પર મોટાંમોટાં તૈલચિત્રો હતાં. એમાંનું એક એમના સસરાનું હતું અને એની પાછળ લુકલીન પુલ હતો. એ ઉપરાંત જૂની સમૃદ્ધિને જીવંત કરતાં ચિત્રો અને મૂર્તિઓ ગોઠવેલાં હતાં. જે જગ્યાએ હું બેઠેલી ત્યાં સામે જ સુંદર બગીચો દેખાતો હતો. એકાએક એમાં હરણ આવ્યું ને મારા મુખમાંથી આશ્ચર્યોદ્દગાર સરી પડયા. એમણે કહ્યું: 'એવાં તો કેટલાંય જંગલી હરણો આ વિસ્તારમાં છે. આમ જ આવી જાય. માણસથી બહુ ગભરાય!' કયાં ન્યુયોર્કનો સાતમો માળ ને કયાં કુદરતનું આ સાન્નિધ્ય! ભોજન પીરસનાર ત્રણ–ચાર બહેનો હતી. મારે માટે ખાસ શાકાહારી ખાણું બનાવ્યું હતું અને નવીન વાનગીઓ પણ હતી. માત્ર બાફેલાં શાકભાજી ને ફળના રસ નહીં! અમારી રકાબીઓ પણ એક એક વસ્તુ પૂરી થાય એટલે બદલાતી હતી. અમારી સાથે બેઠેલાં બધાં રકાબીઓ ખૂબ વખાણતાં હતાં. શ્રીમતી રૉબલીન્સ પણ ગર્વથી કહેતાં હતાં કે આ તો અમુક દેશની છે, આના પર સોનાથી

ડિઝાઇન પાડેલી છે, આ તો અમુક રાણીને માટે બનાવેલી તેમાંની છે. ખરેખર રકાબીઓ સરસ હતી, પણ એને ફેરવી ફેરવીને પ્રશંસા કરવાનું મને ફાવ્યું નહીં ને એટલી બધી સમજ પણ ન પડી! જમી લીધા પછી મને મોટો તોરો આપ્યો, નાની ભેટ આપી અને કહે : 'તારે બ્રુકલીન પુલ તો જોવો જ પડશે.' ડ્રાઇવરને હુકમ અપાઇ ગયો કે અમને બ્રુકલીન પુલ બતાવવો.

ડ્રાઇવર બહુ સારો હતો, એટલું જ નહીં, પણ જાણકાર પણ ઘણો હતો. લગભગ ગાઇડ જેવો જ હતો. એણે અમને લગભગ આખું ન્યુયોર્ક ફેરવ્યાં. મેં જગવિખ્યાત વૉલસ્ટ્રીટ જોઇ, ઇન્ડિયા હાઉસ જોયું, ગલીકૂંચી જોઇ ને વિશાળ રસ્તા જોયા. ખરેખર, જો એ ડ્રાઇવર ન હોત તો હું ઘણું ઓછું જોઇ શકી હોત. બ્રુકલીન પુલ પરથી પસાર થતાં એણે કહ્યું: 'ડાબી બાજુ જુઓ, સ્ટેચ્યુ ઓફ લિબર્ટી દેખાશે.' અને અમેરિકામાં પહોંચ્યા પછી પહેલી જ વાર મેં રોમાંચ અનુભવ્યો, પહેલી જ વાર હું આટલી પ્રભાવિત થઈ. દૂર દૂર અનંત આકાશ નીચે, જમીનના એક નાના ટુકડા પર મશાલ લઇને ઊભેલ સ્વાતંત્ર્ય દેવીની પ્રતિભા આટલે દૂર હોવા છતાં હું પામી શકી. એ દેવીનું મુખ સમુદ્ર તરફ છે શહેર તરફ નથી; જાણે કે અમેરિકાના પ્રતિનિધિ તરીકે દરિયાનાં મોજાંઓ દ્વારા, મશાલની જ્વાળાઓ દ્વારા દૂર દૂરના દેશોમાં સ્વાતંત્ર્યનો પેગામ પહોંચાડવા વર્ષોથી અડગ, અવિચળ અને પ્રેરણા-

મૂર્ત બનીને બેઠાં ન હોય! એ વખતે મારામાં કોઈ અજબ સ્ફૂર્તિ આવી ગઇ, નવું જોમ આવી ગયું, અને કંઇક કરી નાખવાની વૃત્તિ જાગી ઊઠી, સાથે સાથે સ્વાતંત્ર્ય દેવી તરફ ભક્તિભાવથી શીશ પણ ઝૂકી ગયું. એ પળ હું કદી નહીં ભૂલું. એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ પર જ્યારે ગઇ ત્યારે એમ થતું હતું કે હું કોઈ અતિ મહત્ત્વના સ્થાને જઇ રહી છું, પરંતુ ત્યાં પહોંચ્યા પછી ખબર નહીં શા માટે પણ મને જરાયે ઉત્સાહ ન આવ્યો, કંઈ અવનવું જોઇ નાખ્યાનો આનંદે ય ન આવ્યો. માત્ર ન્યુયોર્કમાં એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ પર જઇ આવી એટલું કહેવાય એ પૂરતો જ ઉત્સાહ રહ્યો હતો. રાષ્ટ્રસંસ્થાનું મકાન મને ખૂબ જ ગમ્યું. ત્યાંના ચોગાનમાં મૂકેલા દેશદેશના લહેરાતા ઝંડા જોઇ મન પ્રફુલ્લિત થઇ ગયું. સ્વાતંત્ર્યદેવીની મૂર્તિનાં મારે નજીકથી દર્શન કરવાં હતાં, પરંતુ અમારા આખા જૂથને, બધા જ એક્સ-પરીમેન્ટર્સને સાથે મેનહેટન દ્વીપની પ્રદક્ષિણા કરવાનો કાર્યક્રમ ગોઠવાયેલો હતો અને એ વખતે એ મૂર્તિના ચરણો સાથે ઘસાઇને જ જવાનું હતું, એટલે ત્યારે તો ન્યુયોર્કમાં ચાર દિવસ રહી હું વોશિંગ્ટન ચાલી ગઇ.

ન્યુયોર્કથી વોશિંગ્ટન બસમાં જતાં છ કલાક લાગે જ્યારે ટ્રેનમાં જતાં ચાર કલાક, વળી ટ્રેનમાં આરામ વધુ મળે. આન્ટ ડોટીએ પણ મને વિદાયવેળાની ભેટ તરીકે ટ્રેનમાં સૌથી ઊંચા દરજ્જાની ટિકિટ કઢાવી આપી અને ચાર દિવસ પૂરતી મેં ન્યુયોર્કની રજા લીધી

## પાટનગર વૉશિંગ્ટનમા

વૉશિન્ગ્ટનમા હું ગ્રેવ્ઝ નામના એક અમેરિકન કુટુબ સાથે રહી હતી. શ્રી ગ્રેવ્ઝ 'વર્લ્ડ બૅન્ક'મા મોટા હોદ્દા પર છે. બાપુજીના એ મિત્ર છે. પહેલા તો મુબઈમા જ મળેલા, પછી બા–બાપુજી જ્યારે અમેરિકા ગયા હતા ત્યારે તેમનો પરિચય વધ્યો હતો 'વર્લ્ડ બૅક'ના કામે તેઓ વરસે બે વરસે મુબઈ આવે અને બાપુજી એમને અમારે ત્યા જ જમવા માટે બોલાવે કલાકો સુધી એમની વાતો ચાલે એક વાર તો એમના પત્ની સાથે પણ તેઓ મુબઈ આવેલા. બને અત્યત પ્રેમાળ છે અમારો પત્ર વ્યવહાર તો તે પછી ચાલતો જ હતો અમેરિકા માટે મુબઈથી નીકળતા પહેલા હુ ત્યા આવવાની છું એમ મે તેમને જણાવ્યુ હતુ, પરતુ એમનો જવાબ આવે તે પહેલા તો હુ નીકળી ગઈ હતી મારા ગયા પછી બીજે જ દિવસે, બા ઉપર એમનો પત્ર આવ્યો હતો અને અમેરિકાની ન્યુયૉર્કની તથા વૉશિન્ગ્ટનની 'એકસપરીમેન્ટ'ની

ઑફિસો પર પણ એમણે પત્ર લખ્યો હતો. એ પત્રોમાં એમણે મારા કાર્યક્રમો વિશે પૂછપરછ કરી હતી અને શક્ય હોય તો મને એમના કુટુંબમાં રાખવાની વિનંતિ કરી હતી. પરંતુ એવું કંઇ થયું નહીં. એક રીતે સારું જ થયું. એમની સાથે તો મીઠો પરિચય હતો જ, વધુમાં મને મોટી ને નેડ જેવાં મા અને પા મળ્યાં! એ પછી એમનો ચાર્લસ્ટનમાં બે-ત્રણ વાર ટેલિફોન આવી ગયો અને મારું મુક્ત રીતે ફરવાનું અઠવાડિયું તેમની સાથે જ ગાળવાનો ખૂબ આગ્રહ કર્યો. મારે તો ન્યુયૉર્ક પણ જોવું હતું એટલે ત્રણેક દિવસ વૉશિન્ગ્ટનમાં ગ્રેન્ઝ કુટુંબ સાથે રહેવાનું ગોઠવ્યું. ચોથી સપ્ટેમ્બરે બધા એક્સપરીમેન્ટર્સને વૉશિન્ગ્ટનમાં એક હોટેલમાં ભેગા થવાનું હતું, ત્યાં લગભગ દોઢ દિવસ રહી પાછા ન્યુયૉર્ક જવાનું હતું અને ન્યુયૉર્કમાં એક આખો દિવસ રહી, બીજે દિવસે સાંજે ભારત આવવા નીકળવાનું હતું.

ટ્રેનમાં ત્રણ કલાક તો ક્યાં પસાર થઇ ગયા તેની કંઇ ખબર ન પડી. વૉશિન્ગ્ટન નજીક આવવા લાગ્યું ત્યારે શ્રી ગ્રેન્ઝનો ચહેરો હું યાદ કરવા લાગી, પણ યાદ આવે જ નહીં. હવે શું કરવું? છેવટે મેં નક્કી કર્યું કે નીચું જોઇને જ ચાલવું. તેઓ તો મને ઓળખી કાઢશે એટલે પાસે આવીને બોલાવશે. ટ્રેનમાંથી સામાન ઉતારવામાં તથા મજૂરને સોંપવામાં દક્ષિણ અમેરિકાના એક ભાઇએ મને મદદ કરી. એમની સાથે જ વાતો કરતી હું ચાલવા

માંડી. ત્યાં તો 'હલ્લો વર્ષા! હાવ આર યુ! ફાઇન?' કરતા શ્રી ગ્રેન્જ આવ્યા અને મારા હાથમાંથી નાની બેગ ઉપાડી લીધી. પેલા ભાઇનો આભાર માની અમે એમની મોટરમાં બેઠા. શ્રી ગ્રેન્જ બહુ જ મોજીલા સ્વભાવના છે. પ્રેમાળ પણ બહુ જ છે. વોશિંગ્ટનના સરકારી કચેરીઓનાં લગભગ બધાં જ મકાનો મને ત્યારે જ બહારથી બતાવી દીધાં! પછી મને ભારતીમાસી (મારા સૌથી નાનાં માસી) પાસે લઇ ગયાં. હું મુંબઇ હતી ત્યારે ભારતીમાસી મુંબઈ આવ્યાં હતાં અને હું જ્યારે શ્રીમતી વાન્સ્લાઇકને ઘેર રહેતી હતી ત્યારે તેઓ પાછા ન્યુયોર્ક આવી પહોંચ્યાં હતાં. એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ જોવામાં અમે સાથે હતાં પણ એમને તરત વોશિન્ગ્ટન જવાનું હતું એટલે અમે ત્રણેક કલાકથી વધુ સાથે રહી ન શકયાં. વોશિન્ગ્ટનમાં અમે પાછા મળ્યાં. વતનથી આટલે દૂર આટલું નજીકનુ સગું મળે ત્યારે કેટલો આનંદ થાય? જ્યારે હું ચાર્લ્સ્ટનમાં હતી ત્યારે તેને છોડવાનું મન નહોતું થતું, પરંતુ જ્યારે એ છોડયું ત્યારે ઘરે પાછા આવવાની ઇચ્છા તીવ્ર બની ગઈ હતી. એવામાં ભારતીમાસી દેશના, મુંબઇના ને ઘરના સમાચારો લાવ્યા એટલે તો જાણે ઘર છોડયાને વર્ષો થઇ ગયાં હોય એવું લાગવા માંડયું. ભારતીમાસી એમનાં બહેનપણીને ઘરે રહેતાં હતાં. તે દિવસે સાંજ સુધી અમે સાથે રહ્યા. ભારતની વિદેશ કચેરીમાં ગયાં. ત્યાંના જાહેર સંપર્ક અધિકારી શ્રી સતીશભાઇ કાલેલકરને મળ્યાં. સતીશભાઇને બા-બાપુજી સાથે

ઘણી સારી મિત્રતા છે અને વર્ષોજૂની છે. મેં તો એમને કદી જોયા નહોતા, એમણે મને કદાચ હું નાની હોઈશ ત્યારે જોઈ હશે. સતીશભાઈએ વડીલની જેમ મારા ખબર-અંતર પૂછ્યાં, ઘરની વાતો કરી અને મને બીજું કુટુંબીજન મળ્યું હોય એવો આનંદ થયો.

સાંજે શ્રી ગ્રેબ્ઝ મને લેવા આવ્યા. એમનું ઘર નાની ટેકરી પર આવેલું છે. ઘરની રચના પણ અત્યંત સુંદર છે. આસપાસનું વાતાવરણ એવું આહ્લાદક છે કે હું કવિ હોત તો કેવી મજા આવી જાત એમ થઈ ગયું! આ ઘર નિઃસંતાન નહોતું! શ્રી ગ્રેબ્ઝને ત્રણ દીકરાઓ છે, દીકરી નથી, એટલે એ સ્થાન પૂરવાનું કામ મેં કર્યું. શ્રીમતી ગ્રેબ્ઝને જ્યારે હું રસોડામાં મદદ કરતી ત્યારે તેઓ પણ બેટીની જેમ કહેતાઃ 'મને મદદ કરનારુ કોઈ નથી' એટલે એનાથી હું ટેવાયેલી જ નથી. તું જઈશ પછી મને બહુ જ યાદ આવીશ' એમના દીકરાઓનાં નામ છે સ્ટીવ, ટોમ અને માઈક. એકવાર શ્રીમતી ગ્રેબ્ઝે ટોમને કહ્યુંઃ 'જો વર્ષા આટલું કામ કરે છે તોયે તમે મદદ કરતાં નથી!' ટોમ કહેઃ 'અરે, એ તો એકસપરીમેન્ટર છે. એણે તો અમેરિકન ઘરમાં કામ કરવું જ જોઈએ!' ટોમ એના પિતા જેવો બહુ જ મોજીલો છે. સ્ટીવ શાંત અને માઈક રમતિયાળ. ત્રણે ભાઈઓ સરસ હતા. એ લોકોને હું હતી તે દરમ્યાન રજાઓ ચાલતી હતી. જે દિવસે હું એ ઘર છોડી હોટેલમાં રહેવા ગઈ તે દિવસથી જ સ્કૂલ શરૂ થઈ એટલે

મારે માટે કાર્યક્રમો ઘડવાનું કામ તેમણે સંભાળી લીધું હતું.

શ્રી અને શ્રીમતી ગ્રેગ્ઝ સાથે હું વૉશિન્ગ્ટન જોવા નીકળતી. પરંતુ જ્યારે શ્રી ગ્રેગ્ઝને ઑફિસે જવાનું હોય ત્યારે શ્રીમતી ગ્રેગ્ઝ મને મોટર ચલાવી બધે લઈ જતાં. ત્યાં ખરીદીનું કામ સ્ત્રીઓ કરે એટલે સૌને મોટર ચલાવતાં તો આવડે જ. શ્રીમતી ગ્રેગ્ઝ સાથે એકવાર હું ગ્રેટફોલ્સ નામનો ધોધ જોવા ગઇ હતી. એમની ૪૦ થી ઉપર ઉંમર છે પણ ત્યાંના સીધા ખડકો પર સડસડાટ ચડી જતાં હતાં. આ રીતે સાહસ કરવાનો તેમને બહુ શોખ છે.

નેશનલ આર્ટ ગેલેરી, કેપીટોલ, જેફરસન સ્મારક, લિંકન સ્મારક, વૉશિન્ગ્ટન સ્મારક, વગેરે ખૂબ ખૂબ જોયું. હું ત્યાં હતી એ દરમ્યાન ત્યાંના છાપામાં પહેલે પાને એક દિવસ નેશનલ આર્ટ ગેલેરીના એક ચિત્રનો ફોટો આવ્યો હતો. એ ચિત્ર ૧૭મી સદીનું છે. તેની બાજુમાં એક અગ્રેજ બહેન ઊભાં હતાં. અસ્સલ પેલા ચિત્રની છોકરી જેવાં જ. ઉંમરમાં મોટાં પણ એવા જ વાળ, એવું જ નાક, એવાં જ હોઠ ! આ જોઇને અમને એમ થયું કે ફોટોગ્રાફરે કયાંક આ બહેનને જોયાં હશે એટલે એમની પાસે એવાં જ વાળ ઓળાવી, ચોપડી પકડાવી ચિત્રની છોકરીની જેમ ઊભાં રાખી દીધાં હશે. પરંતુ અમે જ્યારે ત્યાં ગયાં ત્યારે ત્યાં ઊભેલા પોલીસો અને ગાઇડે કહ્યું કે ખરેખર એક બહેન આવેલાં ને એ ચિત્ર પાસે ઊભેલાં.

હા, 'પોઝ' આપવાનું ફોટોગ્રાફરે કહ્યું હતું! બાકી બધું તો પહેલેથી જ એવું હતું!' ત્રણ ત્રણ સદીઓનાં વહાણાં વાઈ ગયાં પછી પણ ચહેરાનું આટલું સામ્ય! જાણે ચિત્ર જીવતું થયું!

વોશિન્ગ્ટનથી નીકળતી વખતે ત્યાં જોયેલાં જુદાં જુદાં સ્થળોના સાહિત્યનો (પેમ્ફલેટસ) મારી પાસે સારો એવો જથ્થો થઇ ગયો હતો. વિમાનમાં આટલું બધું વજન લઈ આવવાનું શકય ન હતું. પરંતુ શ્રી અને શ્રીમતી ગ્રેઝ હું મૂંઝવણ વ્યકત કરું તે પહેલાં જ બોલ્યાં: 'તારી પાસે જે વધારાની ચોપડીઓ, પરિપત્રો હોય તો મૂકી જજે. અમે મોકલી દેશું.' અને હું અહીં પહોંચી તેને ત્રીજે જ દિવસે એ બધું આવી પહોંચ્યું!

ચોથી તારીખે રાત્રે જે હોટેલમાં બધા એકસપરીમેન્ટર્સ મળવાનાં હતાં ત્યાં હું ગઈ. અમારે સૌએ વ્હાઇટ હાઉસની મુલાકાત લેવાની હતી અને પ્રમુખ કેનેડીને મળવાનું હતુ. અમેરિકામાં દાખલ થયાં ત્યારથી અમારા સૌની એક અતિ તીવ્ર ઇચ્છા ફળીભૂત થતી જોતાં સૌના આનંદનો પાર ન રહ્યો. વ્હાઈટ હાઉસ જોવાનું અને પ્રમુખને મળવાનું જુદે જુદે દિવસે હતું. શ્રી કેનેડીને મળવાનો સમય હતો બાર વાગ્યાનો. અમે તો સાડા અગિયાર વાગ્યાના વ્હાઇટ હાઉસ પર પહોંચી ગયા હતાં. બહારના બગીચામાં જ તેઓ અમને મળવા આવવાના હતા. ત્યાં માઇક ગોઠવાઇ ગયેલાં. ટેલીવીઝનના કેમેરા,

પ્રેસ ફોટોગ્રાફરો વગેરે પણ પૂરી તૈયારી સાથે પ્રમુખના બહાર આવવાની રાહ જોતા હતા, પરંતુ એમના આવવાનો સમય થયો કે પ્રેસના ફોટોગ્રાફરો અમારી આગળ ઊભા રહી ગયા, અને જાણે દીવાલ રચાઈ ગઇ. એ લોકોને ખસી જવા અમે સૌએ ઘણી વિનતિ કરી, કેટલું સમજાવ્યા, 'અમે ઘણે દૂરથી એમને જોવા ને મળવા આવ્યા છીએ. તમે તો દરરોજ જુઓ છો.' તો કહે 'તેઓ બહાર આવશે કે એક ફોટો લઇ અમે ખસી જઇશુ ' 'વારુ' કહી અમે ચૂપ રહ્યા. પરંતુ જેવા પ્રમુખ બહાર આવ્યા કે ધક્કામુક્કી થવા લાગી. પેલા ફોટોગ્રાફરો તો ખસ્યા જ નહી. પ્રમુખ અમારુ સ્વાગત કરતુ કઇક બોલ્યા, પરતુ ધમાલમા કંઇ જ સમજાયું નહી અમારી આગળની દીવાલ તો છેક સુધી હટી જ નહીં એટલે પ્રમુખને જોવાનો કોઇને મોકો ન મળ્યો એમા વળી આ ફોટોગ્રાફરોના શરીર એવા જગી હતા કે તેઓનો સહેજ હાથ હલે કે અમને જોરથી ધક્કો લાગે. મને થયુ 'અહી ઊભા રહેવાનુ' મારુ કામ નહીં.' એટલે હુ તો પ્રમુખ જે દરવાજામાથી બહાર આવ્યા હતા ત્યા જઇને ઊભી રહી ગઇ, બીજા બધા પ્રમુખને જોવાની અને સાભળવાની કોશિશ કરતાં 'દીવાલ'ની ઓથે ઊભાં હતા મને થયુ 'કઈ સંભળાય નહી' તો કંઇ નહી પણ પાછા જશે ત્યારે જોવા તો મળશે!' પ્રમુખના ટૂંકા પ્રવચન પછી ઘણા એકસપરીમેન્ટર્સ તેમને ભેટ આપવા ગયા. ભારતની એકસપરીમેન્ટ સંસ્થા તરફથી ધનજયભાઇએ તેમને ઝીણી ખાદીની ભેટ આપી શ્રી કેને-

ડીએ કહ્યું કે જ્યારે તેઓ ભારત આવશે ત્યારે એ જરૂર પહેરશે. ત્યાર પછી તેઓ એ દરવાજા તરફ વળ્યા અને આખું ટોળું પણ એ બાજુ ધસ્યું. પેલા ફોટોગ્રાફરોએ પણ હજી પીછો છોડયો ન હતો. હું તો દરવાજાની તદ્દન પાસે ઊભી હતી પણ આ ધસારાથી જરા પાછળ હઠી જવું પડયું. કોઈ બહેનોનું તો આમાં ઝંપલાવવાનું કામ નહોતું. બધા ભાઈઓ ઊંચા થઈ થઈ હસ્તધૂનન માટે હાથ લંબાવતા હતા. શરૂઆતમા એકાદ સાથે હાથ મિલાવી તેઓ સીધા અંદર જવા લાગ્યા, છતાં બધાએ હાથ લંબાવી રાખ્યા હતા. આ જોઈને મને પણ હસ્તધૂનન કરવાની ઇચ્છા થઈ આવી. મેં પણ હાથ લંબાવ્યો. આટલા બધા ભાઈ-ઓમાં મને એકલી ઊભેલી જોઇ તેઓ એક ક્ષણ ઊભા રહ્યા. આજુબાજુ જોઈ જરા સ્મિત કર્યું અને મારી સાથે હસ્ત-ધૂનન કરી અંદર ચાલ્યા ગયા! મારા આનંદની અવધિ ન રહી. જાણે કોઈ મીર માર્યો હોય એવો ગર્વ હું અનુ-ભવવા લાગી. મારી આસપાસ ઊભેલા સૌ બોલી ઊઠયાઃ 'તું તો ભારે ભાગ્યશાળી, અમને તો એમ કે હવે સીધા અંદર ચાલ્યા જશે, પરંતુ તને જોઇને ઊભા રહ્યા, તારી એકલી સાથે જ હાથ મિલાવ્યા!' ત્યારે મને થયુંઃ 'હું ખરેખર ભાગ્યશાળી છું. આટલે દૂર આવવાનું, બેટી ને નેડ જેવાં મા-પા મેળવવાનું અને પ્રમુખ કેનેડી સાથે હસ્તધૂનન કરવાનું મેં સ્વપ્ને પણ કલ્પ્યું ન હતું!'

વૉશિંગ્ટનથી અમારે સૌએ ગ્રેહાઉન્ડ બસમાં ન્યુયૉર્ક

જવાનું હતું. પરંતુ વોશિન્ગ્ટન છોડતાં પહેલાં ભારતીય વિદેશ કચેરીમાં અમારું બહુમાન કરવા અલ્પાહાર ગોઠવાયો હતો. ત્યાં સતીશભાઈએ આપણા રાજદૂત શ્રી અને શ્રીમતી બી. કે. નહેરુ સાથે પરિચય કરાવ્યો, તેઓના હસ્તાક્ષર લીધા. પ્રમુખ કેનેડીના હસ્તાક્ષર પણ અમે મેળવ્યા હતા. થોડી જ વારમાં અમે વોશિન્ગ્ટનની વિદાય લીધી. રાત્રે સાડા અગિયાર વાગે અમે ન્યુયોર્ક આવ્યાં. અહીં પણ એક હોટેલમાં રહેવાનું હતું. બીજે દિવસે સાંજે એક નાની એવી સ્ટીમરમાં અમારે મેનહેટન દ્વીપની પ્રદક્ષિણા કરવાની હતી. સાંજ સુધી હું શ્રીમતી રોબલીન્ગ્સની ભત્રીજી એલિઝાબેથ સાથે ન્યુયોર્કના સેન્ટ્રલ પાર્કમાં ફરી, મ્યુઝિયમ વગેરે જોયાં. સાંજે સ્ટીમરમાં ફરવાની ખૂબ મજા આવી. સ્વાતંત્ર્ય દેવીનાં નજીકથી દર્શન કર્યાં. મેનહેટનની ગગનચુંબી ઇમારતોના ભવ્ય દૃશ્યનું દૂરથી નિરીક્ષણ કર્યું. આ પ્રદક્ષિણા લગભગ ત્રણ કલાક ચાલી: ત્યાર પછી પાછી હું એલિઝાબેથ સાથે ગઇ. રાત્રે અમે ટાઇમ સ્કેવરમાં ફર્યાં. જાતજાતની જાહેરખબરો, થિયેટરો, લોકોની અવરજવર, એ બધાથી એ વિસ્તાર ધમધમતો રહેતો હતો. જાહેરખબરો પણ નવીન પ્રકારની હતી. વીજળીની બત્તીઓની જાતજાતની રચના દ્વારા સૌને આકર્ષતી એ જાહેરખબરો ન્યુયોર્કનાં જોવાલાયક સ્થળોમાં ગણાય છે. ત્યાં હોટેલો, રમતગમતની દુકાનો વગેરે પુષ્કળ છે. એમાં બધે ઓટોમેટ્સ હોય. પૈસા નાખીએ એટલે જે રમત રમવી હોય તે રમાય, જે ખાવું હોય તે ખવાય

જેમકે દસ સેન્ટનો સિક્કો નાખો એટલે થોડા બોલ બહાર આવે અને એ બોલથી 'બોલીંગ'ની રમત રમાય. રમતાં રમતાં તરસ લાગે તો બાજુના મશીનમાં ૧૦ સેન્ટ નાંખો એટલે એક ગ્લાસ પડે. તમારે જે પીણું પીવું હોય તેનું બટન દાબો કે એ પીણું પડવા માંડે. ગ્લાસ ભરાઈ રહે એટલે પીણું પડવાનું બંધ થાય. અમે પણ એ રાત્રે આવી જ મજા કરી. ગરમાગરમ ઇટાલિયન પિટ્ઝા લઈને ટાઈમસ્કવેરમાં એક બાજુથી બીજી બાજુ ફર્યાં કર્યું. જેમ રાત વધતી જાય તેમ એ વિસ્તારની રંગત વધતી જાય. રાતના દસ-સાડાદસ સુધી અમે બેફિકર મસ્ત માનવીઓની જેમ ફર્યાં કર્યું.

બીજે દિવસે એલિઝાબેથ સાથે હું કોની આયલેન્ડ જોવા ગઈ. ત્યાંની સબવે ટ્રેનમાં-જમીનની અંદર ચાલતી ટ્રેનમાં-અમે ગયાં હતાં. કોની આયલેન્ડ આનંદનગરી છે. ત્યાંના દરિયાકિનારા પર કેટલા ય લોકો માછલી પકડતા હોય, ત્યાંના જાતજાતનાં ચગડોળો ફર્યાં જ કરતાં હોય! બપોર સુધી એની સાથે ફરી હું હોટેલમાં પાછી આવી.

તે દિવસે સાંજે અમારું પ્લેન ઊપડતું હતું એટલે બપોરે સામાન બાંધી નીચે ઊતરી જવાનું હતું. ન્યુયોર્કમાં હું ખૂબ ફરી હતી. જોવા-જાણવાની ઇચ્છા હવે શાંત પડી ગઈ હતી, તૃપ્તિ થઈ ગઈ હતી એમ કહું તો ચાલે. ન્યુયોર્ક છોડતાં મને લેશમાત્ર દુઃખ ન થયું. પરંતુ આગલી રાત્રે જ મારા પર બે ટેલિફોન આવ્યા હતા અને એને

કારણે અમેરિકા છોડવાના વિચારથી ગ્લાનિ થઇ ગઇ હતી. એક ફોન હતો શ્રીમતી ચિલ્ટનનો. ચાર્લ્સ્ટન છોડયા પછી હું જ્યાં જ્યાં ગઈ ત્યાં ત્યાં તેમના ફોન અચૂક આવતા અને મારા ખબરઅંતર પૂછતાં. બીજો હતો શ્રીમતી હૈબર્ગનો. હૈબર્ગ કુટુંબ સાથે મા-બાપુછીને ગાઢ પરિચય થયો હતો. ત્યારપછી શ્રી હૈબર્ગના દીકરા ટોમને હું નિયમિત રાખડી મોકલતી હતી. આ વખતે બળેવને દિવસે હું અમેરિકામાં જ હતી, પરંતુ તેઓ મિનેસોટા રાજ્યમાં રહેતા હોવાથી ત્યાં જઇ બાંધવાની શકયતા નહોતી. છતાં મેં પોસ્ટ કરેલી. એ સૌએ ઉત્સવ ઊજવી ટોમને રાખડી બાંધી હતી. શ્રીમતી હૈબર્ગે મને ચાર્લ્સ્ટનમાં ભેટ મોકલી હતી. તેઓ પી ઇ. ઓ. નામની સ્ત્રીશિક્ષણ માટેની એક સંસ્થા ચલાવે છે. એમણે એમની ચાર્લ્સ્ટનની શાખાને મારા વિશે જણાવ્યું હતું અને એ લોકોએ મને જમવા બોલાવી હતી જમ્યા પછી સૌએ મારી સાથે વાતચીત કરી, મને પ્રશ્નો પૂછયા હતા. હું તો આ પ્રશ્નોને સ્વાભાવિક પ્રશ્નો સમજતી હતી, પરંતુ જ્યારે શ્રીમતી હૈબર્ગનો ફોન આવ્યો ત્યારે મને ખબર પડી કે એ પ્રશ્નો પૂછવાનું કારણ શું હતું! એ સૌએ મારી પરીક્ષા લીધી હતી! સદ્ભાગ્યે હું એ પરીક્ષામાં સફળ થઇ અને મને અમેરિકામાં જ્યારે ભણવા આવવું હોય ત્યારે હું આવી શકું એ માટે શિષ્યવૃત્તિ જાહેર કરી હતી! શ્રીમતી હૈબર્ગનો આગ્રહ હતો કે હું એ શિષ્યવૃત્તિ એ વખતે જ સ્વીકારી લઉં અને ભારત પાછી ન જાઉં, પરંતુ મારું મન તો ઘેર પાછા આવવા ફૂદાફૂદ

કરતું હતું. મેં શ્રીમતી હેબર્ગને જણાવ્યું કે ભવિષ્યમાં હું જરૂર લાભ ઉઠાવીશ.

ન્યુયોર્કના વિશાળ વિમાનમથકે અમે આવ્યાં. અમારા સામાનનું વજન થઈ ગયું. વિમાન ઊપડવાને હજી વાર હતી અને મને થયું: 'માને ફોન કરું તો?' એ વિચાર સાથે હું ટેલિફોન શોધવા લાગી, જેવું રિસીવર ઉપાડયું અને નંબર ફેરવવા જાઉં ત્યાં જ લાઉડસ્પીકરમાં મને સંભળાયુ: 'કુમારી વર્ષા મહેતા–મુંબઈ–ભારત–નીચેના ટેબલ પર પડેલો સફેદ ટેલિફોન ઉપાડો.' મને ખાત્રી હતી કે એ માનો જ ફોન હશે. દોડતી દોડતી હું નીચે આવી, ફોન ઉપાડયો ત્યાં તો એ જ ચિરપરિચિત મધુર અવાજ.... 'વર્ષા!....' અને મારો આનંદ માયો નહીં. મા જ હતાં! હું બોલી ઊઠી: 'મા....' પણ અમે વાત જ ન કરી શકયાં, બંનેને ખૂબ રડવું આવતું હતું. તેઓ મને મારી મુસાફરી સફળ થાય, હું સુખરૂપ ભારત પહોંચું, મારા કુટુંબને મળી આનદ પામું'.... એવા આશીર્વાદ આપતાં હતાં. હું એમને પ્રણામ કરતી હતી, લાગણી બદલ આભાર માનતી હતી. નેડ એ વખતે બહાર ગયા હતા. એમની રાહ જોવા ઘણી વાર માએ ફોન ચાલુ રાખ્યો, પરંતુ તેઓને અચાનક બહાર જવું પડયું હતું અને થોડી જ વારમાં આવી જશે એમ કહીને તેઓ ગયા હતા. આ બાજુ મારાથી વધારે વખત ફોન પકડીને ઊભા રહેવાય એમ નહોતું, કારણ કે આંસુ

બાળી કંઇ બોલી શકવાની મારી સ્થિતિ ન હતી. પેલી બાજુ માની પણ એ જ હાલત હતી. છેવટે અમે ફોન મૂકી દીધો, પણ હૈયું જાણે ચાર્લ્સ્ટનમાં જ રહી ગયું, જાણે હું કંઇ વિસારી જતી હોઉં એવું મને લાગવા માંડયું. ત્યાર પછી માનો પત્ર આવેલો, એમણે લખેલું કે વીસેક મિનિટ પછી જ નેડ આવેલા. એમણે ફરીથી ફોન કરવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ અમે એ વખતે વિમાનમાં બેસી ગયા હતા. અને માએ લખ્યું હતું: 'જો એણે પાછો ફોન કર્યો હોત તો યે હું તો વાત ન જ કરી શકી હોત કારણ કે એ આવ્યા ત્યાં સુધી હું રડતી જ હતી!' હું પણ જો કદાચ વિમાનમાં ન બેસી ગઇ હોત તો યે વાત તો ન જ કરી શકત....મા–પા ભુલાતાં નહોતાં....

અને ભારત આવવા વિમાન ઊપડયું. જે રસ્તેથી અમે ગયા હતાં તે જ રસ્તે પાછા આવ્યાં. લંડન, ઇસ્તાંબુલ અને બેરુત. ફેર એટલો કે આ વખતે લંડનમાં સાત કલાક રોકાવાનું હતું એટલે અમે શહેર જોઇ શકયાં. લંડન જોવાની કલ્પના પણ અમે કદી કરી ન હતી!

છેવટે ૧૦ મી સપ્ટેમ્બરની સવારે વિમાનમાં અમને કહેવામાં આવ્યું કે અમે મુંબઇ આવી પહોંચ્યાં છીએ,

પરંતુ વાતાવરણ ખરાબ હોવાથી નીચે ઊતરી શકાય એમ નથી. ઉપર ને ઉપર એક કલાક સુધી ફરશું. ત્યાં સુધીમાં હવામાન સુધરે તો નીચે ઉતરાશે, નહીં તો બીજે ક્યાંક જવું પડશે. મેં તો પ્રાર્થના શરૂ કરી દીધી. હજી ભાગ્યએ મારો સાથ છોડયો ન હતો. થોડી જ વારમાં સૂર્યનારાયણના દર્શન થયાં અને મેં મુંબઈની ધરતી પર પગ મૂકયો. એ ક્ષણની ઊર્મિઓ તો જે અનુભવે તે જ સમજી શકે. વર્ણન અશકય છે.





સ્ટેટ યુનિવર્સિટી ટીચર્સ કોલેજના
પ્રમુખ શ્રી ટાવર સાથે અમારું જૂથ

(જુઓ પાનુ . ૧૫)



ચાર્લસ્ટનની સીટી કાઉન્સિલના મેયર
શ્રી શેન્કલીને જ્યારે અમારું સ્વાગત કર્યું

( જુઓ પાનું ૪૩ )



આ છે મારુ અમેરિકાનું ઘર! ઉપરના માળે જે બારીઓ દેખાય છે તે માન ખંડની બારીઓ છે. ત્યાંથી હું મારી બહેનપણી એનના ખંડની બત્તી જોઇ શકતી હતી

(જુઓ પનુ ૭૭)





શ્રીમતી એલિઝાબેથ ચિલ્ટન તથા શ્રી વિલિયમ ચિલ્ટન તેમની મોટર 'ફ્રટફ્રટ' સાથે એજવુડ કન્ટ્રી કલબમાં





PRESS CARD

THE HOLDER OF THIS CARD

Varsha Mehta

IS A MEMBER OF THE STAFF OF

The Charleston Gazette

Charleston, W Va

Harry G. Hoffmann

EDITOR

અખબારી પ્રતિનિધિ તરીકેનું મારું ઓળખપત્ર

( જુઓ પાનું : ૫૮ )